પ્રકાશક:
**અમૃતલાલ ના. ભટ્ટ**
ભાટપીપળી,
**ઉમરેઠ**
( જી. ખેડા )

પુસ્તક મળવાનું સ્થળ :-
**અમૃતલાલ કી. ભટ્ટ**
મોટું ફળિયું, ઉમરેઠ
**કાળીદાસ શેલત**
પ્રતાપ ઓફીસ,
**સુરત**



આ લેખકનાં નીચે લખેલાં

પુસ્તકો થોડા વખતમાં

બહાર પડશે--

(૧) સીતા

(૨) મેના અને બીજાં કાવ્યો

(૩) રાસ

પ્રકાશન: રથયાત્રા
૧૯૮૪
પ્રત: ૧૦૦૦

(કોપીરાઈટ)

કિંમત રૂ. ૧-૮-૦

મુદ્રક: મુદ્રણસ્થાન:
**કેશવ હ. શેઠ**
ખડાયતા મુદ્રણકલા મંદિર
ચાર રસ્તા, **અમદાવાદ**

# અનુક્રમણિકા

# પુલોમા

[ મહાભારતના સભાપર્વમાં આવેલા ચ્યવનાખ્યાન ઉપરથી ]

**પુલોમા (પુરુષ):—**

“ મધુર માદક હાસ્યથી,
શૈશવી ભાવે ભરી,
પ્રણયભર આનંદના
આન્દોલને ડોલાવતી ૧

સૌમ્ય સરિતા કાંતિ છે,
દિલ—સોહી શાંતિ છે,
રુચિર રમ્ય પ્રસાદબળથી
નાસતી કુડ ક્લાન્તિ છે. ૨

સર્પ—ગતિએ ચાલતી,
ગાન [illegible] આલાપતી,
ફિરતા ઉંડાણમાં
[illegible] [illegible] ફુરાવતી. ૩

શુદ્ધ માનસના સમુ
નિર્મળું જળ તાહરૂં,
વિરલ શીતળ સ્પર્શથી
ઠરતું ક્રિસે મન માહરૂં. ૪

ચિંતનો ચિત્ત ચેતતાં,
તાપ તન વધારતાં,
સૃષ્ટિલીલા અવગણીને
અન્ય માર્ગ લઇ જતાં, ૫

જોઇ તુને વિરમતાં,
તાપ જેમ નિદાઘનો
વારિવર્ષણ જોમથી
શું અંગ ભંગ બની જતો? ૬

દુઃખ પંક ન પાસ છે,
હૃદયપ્રેરક આશ છે
મ્હાલતી યૌવનબળે,
ફાલી ફુલી જ્યમ કાશ છે. ૭

બાળ રવિકાંતિ સમી,
હેમવર્ણી મનહરી
રેતી ત્હારી નવલરંગી
વિમળ વારિમાં ઠરી. ૮

દેવ હો કે દનુજ હો,
યક્ષ હો, ગાન્ધર્વ હો,
મનુજ હો કે પશુ પણ તે,
દર્શથી રાજી થતો. ૯

વાયુ ને થંડી તણું
રાજ્ય જ્યારે આથમે,
વિહગ વન ને ઉપવનોમાં
ગાન નૈસર્ગિક ઘૂમે. ૧૦

તેમ ત્હારા સંગથી
અમલતા ઉછળી રહી,
તન અને મન સ્ફુરણમાં
કૈં દિવ્યતા રસભર ભરી. ૧૧

આસપાસે ખડક આ
સ્યામરૂપે શોભતા,
રાતદિવસ કામ થંભ્યા
રક્ષકો જાણે ઉભા; ૧૨

કે રહ્યા શું પ્રેમના-
અંશુને જકડાઇને
ધ્યાનમસ્ત રહી અહોનિશ
નામ ત્હારૂં ને રટે ? ૧૩

પ્રેમ અધિકો બ્રહ્મથી
વિક્રમે વધી ફાવતો,
આગવી સૃષ્ટિ રચીને
બ્રહ્મ—બળ હંફાવતો. ૧૪

દેવ કરતો મનુજને
નીચ વૃત્તિ દાખીને,
વિસ્મરાવે "હું" "તું" ભાવો
ઉચ્ચ ભોમે રાખીને. ૧૫

રંગીલી તું રૂપ છટા
વૃક્ષપે વિલાસતી,
મોહતા સૌંદર્યથી
પંખેરૂ—ગણ આકર્ષતી. ૧૬

કોકિલા તરૂકુંજમાં
મદન—તંત્રી ખેલતી,
દિવ્ય ગાયન—લહરીઓ
સૃષ્ટિ સકળ લહેરાવતી. ૧૭

નીલ—કંઠ રૂડો રૂપે
મોરલો અહિં મ્હાલતો
ગર્વ ધારી ગેલથી
મયૂરી—હૃદય ડોલાવતો. ૧૮

પ્રેમ-તરબોળાયલાં
પંખીઓ પળતાં અહિં,
આસપાસ પ્રદેશ માંહી
પ્રેમ-ધૂન મચી રહી. ૧૯

વિશ્રમી વાગોળતાં,
પ્રેમ-દૃષ્ટ પેખતાં,
હરિણ હરિણી તરૂતળે
આનંદ ઉર ઉભરાવતાં. ૨૦

શાંત ને રળિયામણો
સાન્નિધ્યે આશ્રમ દિસે,
રિદ્ધિ ને સિદ્ધિ તણી
લક્ષ્મી પ્રભાવી અહિં વસે. ૨૧

વૃક્ષ-વળગી વેલીઓ
પુષ્પની વૃષ્ટિ કરે,
અવિરત આનંદ દેતી
ગંધથી ચતુર્દિશ ભરે. ૨૨

મંદ વેગે વિચરતો,
વાયુ વૃક્ષે ખેલતો,
લાડીને રસબસ થઇ,
મીઠે સૂરે મસ્તો થતો. ૨૩

યજ્ઞ-ભવને દેવતા
દેહ દીપ્તિવંત છે,
આહુતિના દાનથી
આગાર ચેતનવંત છે." ૨૪

## ૨

આહ ! શું સૌંદર્ય છે ?
યૌવને પૂર જોસમાં
વદનપર વિકસંતી છે
દૈવી પ્રભા ભરહોંસમાં. ૨૫

સુંદરીના તેજથી
ભૂમિ સઘળી દીપતી,
પ્રેમ ને આનંદ કેરી
સુખકરી હેલી થતી. ૨૬

દોડી મયૂરો જાય છે,
પક્ષીઓ વિંટાય છે,
વ્હાલથી માથું ઘસીને
હરિણુ આ અફળાય છે. ૨૭

જોઇને ઇંદુમુખી,
ભાવ કૈં કૈં ઉર્મિએ
હૃદય દોડે ભેટવાને,
ગૂઢ શક્તિના બળે. ૨૮

આજ કાંઇ મલિનતા
અંતરે મુજ ઉદ્દ્ભવે ?
સ્નેહ—સાંકળના બળે
બંધાઇ છે શું ગત ભવે ? ૨૯

આંખ મીંચી હું રહું,
દિલ જોકે લુબ્ધ છે,
પળ પળે પેદા થતા
વિચાર વેગે ક્ષુબ્ધ છે. ૩૦

વારૂં જો કે મનને,
કાબુ મ્હારો અવગણે;
મત્ત ને માતું થઇને
સુંદરી પળ પળ ભણે. ૩૧

આંખ હું અળગી કરૂં,
આપથી ત્યાં વિચરે.
પગતણી ગતિ રૂંધું તોએ
સુંદરી સમીપે સરે. ૩૨

આજ ક્યાંથી આ દશા ?
બળ અબળ ના શકું કહી;
સબળ મન—સામ્રાજ્ય માંહી
વિક્રિયા પેસે નહિ. ૩૩

સત્ય છે શું? અસત્ય શું?
કોણ જગમાં કળી શકે?
એક ઈશ વિના નહિ કો
ભ્રાન્તિ એ ભાગી શકે. ૩૪

સંશયે હું વ્યગ્ર છું,
સુઝ મુજને નહિ પડે,
બુદ્ધિને વિચાર કરવા
માર્ગ એકે નહિ જડે. ૩૫

અગ્નિ શરણે જાઉં હું,
થોભું ત્યાં છુપો રહી,
બાળચેષ્ટા ભાળીને હું
હૃદયને રીઝવું સહી." ૩૬

અગ્નિ શરણે જાય છે.
આંખ ઉર અંજાય છે.
વિસ્મયે ને વિકળતામાં
શબ્દ નિકળી જાય છે, ૩૭

**પુલોમા (પુ) :—**

" શું પુલોમા ? તું અહિં
આશ્રમે વસતી ખરે ?
કાળ લાંબે જોઈ તુંને
હર્ષ મુજ અંતર ભરે. ૮૩

ખીલ્યું અદકું રૂપ તું,
પૂર્ણિમાએ ચંદ્રમા,
હોય તું કે હોય નહિ
મુજ મંન મોદંતી રમા !. ૩૯

મુખ તેનું ઘાટીલું,
કોમળું તેજસ્વી છે,
સૌમ્યતા સરતી જતી શું
ભવ્યતા જ ભરેલી છે. ૪૦

નિર્ણયે પહોંચી શકું
ના, ન અંતર ઓળખે ?
જો પુલોમા હોય નહિ તો
કેમ અંતર રખરખે ? ૪૧

અગ્નિ—દેવ અહિં વસે
શાંત નહિ, નિશ્ચેષ્ટ છે,
દેવજનને દોરવામાં
દિપ્તિવંતા શ્રેષ્ટ છે. ૪૨

ભાવથી ત્હમને નમું,
ભુવને ત્રણમાં રહ્યા,
નાભિ કેરા ઉમળકા
દિન રાત તમ તરફે વહ્યા. ૪૩

દેવ કરૂં સુખ છો,
પુણ્યવંત પવિત્ર છો,
આભમંડળ ઓપતા
જન ઉદયકાર સવિતૃ છો. ૪૪

શું પુલોમા હોય આ
કે નહિ ? સંદેહ છે,
દૂર કરજો દાન્ત થૈ
સુખ દુઃખનું મૂળ એહ છે." ૪૫

વાણી આવી સાંભળી,
વહ્નિ દેવ વિમાસતા,
"કુડ બુદ્ધિ ઉદ્ભવી ત્યાં
શબ્દ શા કહેવા રહ્યા ?" ૪૬

દેવવાણુ ન નીકળે
બ્હાવરો અધિકો બને,
અધિરતા આકુળતાથી
સત્ય સુણવા તરવરે. ૪૭

અગ્નિઃ—

" સત્ય અળગું થાય ના, "
દેવ ઉરમાં ઉચ્ચરે,
" સત્યને વદવા થકી,
નિર્દોષ આફતમાં પડે. ૪૮

દુઃખ હો કે સુખ હો,
જુઠ નિંદ્રા નહિ ચઢે,
જુઠના આશ્રય વડે
જીવ પતન ઘોર મહીં પડે. ૪૯

સત્ય શાશ્વત જીંદગી,
સત્ય ભુવન ટેકવે,
સત્યના આશ્રય વડે
સુર સ્વર્ગ-સુખો ભોગવે. ૫૦

સત્ય આ અધિદેવ છે,
દેવ નિત આરાધતા,
મનુજ તુંને વળગીને
સુર-જીવન સાથ ભળી જતા. ૫૧

સત્યની છાયા તળે
દુઃખ દિપ્તિ આપશે,
સત્યકેરૂં બળ લહીને
દુઃખ દૂર થઇ જશે. ૫૨

[મોટેથી] છે પુલોમા સત્ય આ.
સુંદરી ગુણમંજરી,
પત્ની છે એ કુલ પતિની
અખિલ કુલ-આનંદિની. ૫૩

વેદ-નિષ્ઠ વરિષ્ઠ છે,
સર્વ ઋષિમાં શ્રેષ્ઠ છે,
ગુણ ગરવા યોગી કેરા
દેવને પણ ઇષ્ટ છે. ૫૪

અગ્નિમાંથી ઉદ્ભવ્યા
બ્રહ્મકેરા બળ થકી,
કર્મ-નિષ્ઠ બની રહ્યા છે
જ્ઞાનમાં નિત રત રહી. ૫૫

વે દ-શા સ્ત્ર-વિ ધા ન થી,
સુંદરી ભૃગુએ ગ્રહી,
જગતમાં પૂજ્ય છે
દૃઢ નિયમ-વ્રતમાં એ રહી. ૫૬

પાર્વતીશંકર તણી,
લક્ષ્મી વિષ્ણુદેવની,
સહચરી ત્યમ આ સતી છે
વંદ્ય એ ભૂદેવની ૫૭

વેદમાં એ વિજ્ઞ છે,
નીતિમાં પણ પ્રાજ્ઞ છે,
લો ક-સં ગ્ર હ-કા ર્ય માં હી
શાણી સઘળી સુજ્ઞ છે. ૫૮

યજ્ઞને આધીન છે,
આત્મને સ્વાધીન છે,
મૃત્યુની પણ પાર વિદ્યા-
ગ્રહણમાં તલ્લીન છે. ૫૯

સ્નાન કરવા સરિતમાં
વિધિ-નંદન વિચર્યા,
હોમ વેળા થઇ રહી છે
પલકમાં જો ઓ ફર્યા." ૬૦

સુ ર વા ણી સાં ભ ળી
અંતરે આત્મા હસે,
સુંદરીનું હરણ કરવા
ભાવ ભિતરમાં લસે. ૬૧

**પુલોમા-(પુ) :—**

"દેવ કેમ વિસારતા,"
ઉગ્ર થૈ વાણી વદે
"શૈશવે મુજને વરેલી
અન્યને કયમ બાળ દે ? ૬૨

પત્ની મ્હારી પ્રથમ એ
ચાહતો હું જીગરથી,
ભાવિ સુખની આશમાં
યુક્તિ રચાતી ક્લિષ્ટથી. ૬૩

મંનના વેગી રથો
દૂર દૂરે સંચરે,
ઋ ષિ—પા ણિ ગ્ર હ ણ થી
સૌ ભગ્ન થઇ ભૂમિ પડે. ૬૪

ક્લેશમય જીવન બને,
તિમિર ફિરને આવરે,
ઘોર પાતાળે પડી
નહિ આશ મનકું છાવરે. ૬૫

બુદ્ધિ ત્યાં સંલગ્ન છે,
વસ્તુ સર્વે લુપ્ત છે,
સુંદરીના વિવિધ રૂપે
ભુવન સઘળું વ્યાપ્ત છે. ૬૬

કાળ કાંઇક વહી ગયો
તાપ શાન્ત શમી રહ્યો,
દ્રઢ નિરંતર સ્મરણમાં
ભક્તિથી હું જાને ફર્યો. ૬૭

આજ આવી દ્રષ્ટિએ
મુજને આનંદવા,
ગત સ્મરણ તાજું થયું
ને હૃદય દોડે ભેટવા.” ૬૮

**અગ્નિ:—**

" શોભી જા વિચારી જો
કર્મ કેવું મલીન છે,
ધર્મ—પત્ની કુલ—પતિની
સ્વામી—ભક્તિ લીન છે. ૬૯

સાહસે નહિ સુખ છે,
સાહસે શમ દૂર છે,
સાહસે કુડી મતિનું
વેગવંતુ પૂર છે. ૭૦

દોડી જા અહિંથી ત્વરે,
ઘોર પાપે નહિ પડે,
એક પળના વિમાસણુથી
સુખ શાશ્વત સાંપડે." ૭૧

૩

ભાન નક્કી એહને
સ્થિર થઇ જોઇ રહે,
રમણી સાથે રમણ કરવા
પ્રેમ ધરી મનને કહે. ૭૨

વાયુ— વેગે વિચરે
ઉલટભર ઉલ્લાસમાં.
વદન જો ઝળકી રહ્યું છે
અવનવા કંઇ હાસ્યમાં. ૭૩

મીઠી વાણી મોહીની
પ્રેમભીની નિસરે.
વિસ્મયે પડીને વનિતા
શાંતિથી દ્રષ્ટિ ફરે. ૭૪

સ્વાગતે સન્માનવા
ચેતતી ચતુરા ઉરે,
સહજ વાણી સરલભાવે
સત્વરે ત્યાં ઉચ્ચરે. ૭૫

પુલોમા :–( સ્ત્રી )

" સ્થાન આ પાવન થયું
આપના આગમનથી,
આશ્રમે સ્વાગત ગ્રહી
રૂડી રિતે થોભો અહિં. ૭૬

સ્નાન અર્થે સંચર્યા
સર્વ બાળ નદી તીરે,
બાળ–લીલા નિરખવાને
સાથમાં છે ઋષિવરે. ૭૭

દેવ છો અતિથિ ત્હમે,
પૂજનીય સદા રહ્યા,
મુનિના સન્માર્ગ સર્વે
શાંત સેવામાં વહ્યા. ૭૮

વિસ્તર્યો છે તરૂપતિ
છાયમાં વિશ્રામશો,
પાદ ઉદક પાસ છે
ફળ અર્ધ્યને સ્વીકારશો. " ૭૯

પુલોમા :—(પુ.)

"સુંદરી સેવા થઇ
પૂર્ણ મધુરી વાણીથી.
ઉદક ને ફળ અર્ઘ્ય માટે
શ્રમ જરા લેશો નહિં. ૮૦

ઓળખો નહિં મુજને?
શૈશવે સાથે ફર્યાં,
બાળપણના ભાવ જાગે
જીવનભરમાં વિસર્યાં? ૮૧

ઉરમાં અંકિત છે
મુખ-મોહન તું તણું,
વાણીથી લપટી રહ્યું
અંતર હંમશાં હું તણું. ૮૨

આજના સંસર્ગથી
સ્નેહ— સાગર ઉભરે,
બંધનો તુટી જતાં
લજ્જા બિચારી છે દૂરે. ૮૩

ચાલ જૈએ સત્વરે
છોડી દે આ ભૂમિને,
ચિરકાળની ભૂખ ભાગી
વિહરીશું વન ઘૂમીને. ૮૪

શૈશવે મુજને વરી,
યૌવને ફરીથી મળી,
હૃદયમાં સંલગ્ન રહે
આજીવન રંગે સુંદરી." ૮૫

પુલોમા :-( સ્ત્રી )

"ભાન ભૂલ્યા શું ત્હમે?
જાળ કયમ આ પાથરો?
ધર્મ-પત્ની ઋષિવરની
દુષ્ટ કયમ વાણી વદો? ૮૬

નાતના ખોલ્યા થકી
સ્વામી મુજ તું શું થયો?
કર્મ કે મનવાણીમાંથી
સ્નેહ તુજ ગમ શું વહ્યો? ૮૭

સ્મરણ ત્હારૂં નહિં દિલે,
પ્રેમ નહિ મુજ અંતરે,
હો ભલે તું મનતરંગો
આભમાં ડગલાં ભરે. ૮૮

નિજના ચિંતનવડે
અન્ય તુલના તું કરે,
ભાવ ત્હારા ઉર ઉઠતા
અન્ય મન વિષે ભરે. ૮૯

હૃદયથી ઋષિને વરી,
પાણિ આપી દઢ થઇ,
કર્મમાં ભાગી થઇને
ધર્મ-ભાગી હું બની. ૯૦

ધર્મ-પત્ની તે તણી,
જીવન-સાથી તે તણી,
પાપ-પંથે પ્રેરવાને
વિદ્વતા કાં છાવરી ? ૯૧

વેદ-વિદ્યા પ્રવિણ છે,
લોક-રિતિ જાણ છે,
દુષ્ટતા દૂરે કરી દે,
ઇશ્વરી એ આણ છે." ૯૨

**પુલોમા**:-(પુ.)

માનિની ઘેલી બને,
શા રિતે અંતર બળે ?
દુઃખ મ્હેં જે ભોગવ્યાં
તેથી નહિં તુજ ઉર બળે ? ૯૩

તું ખરે મુજ પ્રાણ છે,
તુંજ ઇશ્વરી આણ છે,
અંધ બનતા હૃદયનો તું
દિસિવંતો ભાણ છે. ૯૪

તું વિના નહિ જગતમાં
અન્ય મ્હારૂં સ્થાન છે,
ભાવિ મ્હારા જીવનમાં
તું પતન કે ઉત્થાન છે. ૯૫

ચાહું તુજને જીગરથી,
લૈ ચલું આ ભૂમિથી,
ચાલ અર્પો પ્રાણ તુજને
સાથમાં સ્વેચ્છાથકી. ૯૬

પ્રેમ મોટો દેવ છે,
કો દી બળ નહિં વાપરે ;
કોમળાં ઉર રક્ષવાને
યત્ન ઉમંગે કરે. ૯૭

બેસી જા મુજ સ્કંધપે,
દૂર પળમાં દોડું હું,
ઘોર વનમાં વાસ કરી,
ના કોઈ દષ્ટિએ પડું." ૯૮

પુલોમા :–( સ્રી )

"દુષ્ટ જલદી દૂર થા ;
રાહુ ગ્રહશે શું મ્હને ?
કર્મ ત્હારાં કુડનાં ફળ
શીઘ્ર અહીં મળશે ત્હને." ૯૯

ક્રોધ દિલને દુભતો,
તંન સઘળું કંપતું,
ઉદરમાંથી બાળ ન્હાનું
પૃથ્વીપર આતું છતું. ૧૦૦

ભૂમિ પર બેભાન થૈ
સુંદરી સ્હેજે પડી,
ચલ વિકારો વિસરી શું
યોગનિદ્રાએ જડી ? ૧૦૧

કાન્ત કાંચન વર્ણશો
અગ્નિના ગોળા સમો
જનની સાથે પોઢીને
શિશુ અવનીને આહ્‌લાદતો. ૧૦૨

પુલોમા :–( પુ. )

"શું પુલોમા મૃત થઇ ?
બાળકયાંથી આવીઓ ?
પાપી હું છું, પાપી હું છું,
પાપ–પુંજે હું ભર્યો." ૧૦૩

ચીસ પાડી કારમી
ભગ્ન–ઉર ઉર્વી પડે,
કલહજીવન કાપીને,
પળ એકમાં ઉંચો ૫ળે. ૧૦૪

રાખવા શું સ્વર્ગમાં ?
નાંખવા શું નર્કમાં ?
ધર્મ-રાજ પડી ગયા છે
આજ ઉંડા તર્કમાં. ૧૦૫

( ૫-૬ ) ૭-૩-૨૭.

*

# બંધન

વસ્તુઓ સૌ મુક્ત છે,
બંધને જકડો ત્હમે,
બંધને બાંધેલ પુષ્પો
પૂર્ણ વિકસંતાં હશે ? ૧

મુક્ત જન્મ્યા જગતમાં,
જાતનો ટીકો કરી,
હાથ પગ રૂંધી લીધા,
દૂર ક્યાંય ગતિ થાય નહિં. ૨

વૃદ્ધિ જેમ જેમ પામું હું,
બંધનો વધતાં જતાં,
જુગ જુના રિવાજ સર્વે
સ્વાર મુજ ઉપર થતા ૩

બાંધી રૂંધ્યા બચપણું
પાંખ મ્હારી કાતરી,
આભમાં ઉડી શકું ના
કર્મ માટે માથરો. ૪

રૂઢિ પ્રબળા કંઠમાં
જોતરૂ પહેરાવતી,
પંથપરની ધૂળ ફાકી
ગતિ મતિ કુંઠિત થતી. ૫

બંધને બાંધેલ હું
શું અરિ સામે ધસું ?
દુશ્મનોના દાબના
ત્રાસો ઘણાએ હું સહું. ૬

પારકું બળ દેખીને
પારકું સઉ શુભ લહું,
જઠરમાં જરતું ન ત્હોએ
મુક્ત–કંઠ સરાહું હું. ૭

શક્તિ મનની ક્ષીણ છે,
અંગ જો કે શક્ત છે,
દાબમાં વર્ષો રહી
દાસત્વનું એ ભક્ત છે. -

સ્વૈર માંહે દુઃખ હો,
દુઃખ દિલ વિકાસશે,
મુક્ત પંથે વિચરતાં મન
વિવિધ રંગો ચાખશે. ૯

૧૩–૨–૨૭

## વિયોગ

મુજને તજીને પ્રિયે !
કઇ જગે ચાલી ગઇ ?
વિલપી વિલપી વનવને
ભટકું, ત્હને ભાળું નહિ. ૧

વિશ્વ–વ્યાપી પ્રેમથી
શુદ્ધ નિર્મળ નેહથી
ચાહું તુને, ભક્તિ ત્હારી
હૃદયને રંગી રહી. ૨

ભાવ ઉરમાં ઉભરે
લાગણી લગની કરે
અધિક તર્ક–વિતર્કમાં
મુજ જીવ વ્યાકુળ થઇ ફરે ૩

મોહથી મુંઝાય છે,
તાપ વન્હિ તવાય છે,
લોભથી તુજ મુખના
જો મૃત્યુ હડસેલાય છે. ૪

ગગન ઘૂમંતા રવિ !
ઉગ્રતા વિસારજે,
તુંથી વધતી તેજમાં
તેજસ્વિની દિપાવજે. ૫

ઇંદુ ! જીવન પ્રેરતું
અમી અમર વરસાવજે,
તુંથી ચઢતી રૂપમાં
રૂપાળી રૂપ રેલાવજે. ૬

વાયુ ! વેગે વિચરતા
મંદ ચાલે ચાલજે,
મધુર ગાને કંઠને
મધુતા ભરી ખીલાવજે. ૭

રાત્રિ ! રંગે રંગીલી
તિમિર દૂરે રાખજે,
રસનિધિ ઉછાળતા
રસીલી શિર્ગ સુહાવજે.

દેવ કિન્નર યક્ષ ઓ !
શક્તિઓ વિધવિધથી
પોષજો એ પ્રેમ-મુખી,
તોષજો ખૂબ રિદ્ધિથી. ૯

કાંત તુષ્ટિ પુષ્ટિથી
સર્વ શક્તિ આહજો,
ઓર રંગે રંગીને
સૃષ્ટિ સકળ ફેલાવજો. ૧૦

૧૨-૨-૨૭

*

## "શું તું છુપી મુજ અંતરે ?"

જગ બધું ઘૂમી વળ્યો,
ક્યાં છુપી છાની રહી ?
એક નિષ્ઠા ભક્તિથી શું
દર્શ તુજ થશે નહિ ? ૧

વન -- વેલી — વૃક્ષમાં,
પ્રૌઢ પર્વતના પડે,
વેગી વારિ — ઘોષમાં,
જોઉં હું ત્યાં તું નહિ જડે. ૨

કૂપના ઉંડાણમાં,
નવ નવી કંઇ ખાણમાં,
સંકટો સહી હું ભમ્યો,
આવી નહિં તું જાણમાં. ૩

## ૩૧ "શું તું છુપી મુજ અંતરે ?"

નગરમાં ને નિર્જને,
વૈભવે વિલાસમાં,
મ્હેલમાં, કુટિરમાં,
અથડાઉં તું દેખાય ના. ૪

રંજની રવિદ્યોતમાં,
વૃક્ષપે ખદ્યોતમાં,
ઈંદુ—તારકમાં નહિ,
નહિ નહિ સરે સુર—સ્રોતમાં. ૫

સિંહ શૂરા ધ્વાનમાં,
પક્ષી —મંજુલ — ગાનમાં,
શોધું બહુ ભાળું નહિ હું,
સરિત —સાગર —તાનમાં. ૬

દિવ્ય સુધા — પાનમાં,
મધુ—મધુરા ગાનમાં.
આશ ને નિરાશમાં
આવી નહિં તું જાણમાં. ૭

ઉચ્ચમાં આકાશમાં,
નીચમાં પાતાળમાં,
પવનમાં દશ દિશમાં
આવી નહિં તું ભાળમાં. ૮

ભુવર ભૂને સ્વર્ગમાં,
મહર—જન—તપ—સત્યમાં,
ઉડી ઉડી જોઉં સઘળે
આવી નહિં મુજ લક્ષમાં. ૯

બ્હાર શોધી હું મથ્યો,
જોઉં નહિ ક્યાં હું ત્હને,
નષ્ટ—આશ. થઈ પડ્યો,
શું તું છુપી મુજ અંતરે ? ૧૦

૧૨–૨–૨૭

# દિવ્ય સ્વર

શ્રવણ–સુભગ લાગતો,
દિલને ડોલાવતો,
આવતો કઇ દિશ થકી
સ્વર આ શાળે સોહામણો ? ૧

મંદ એની ચાલ છે,
મધુરતા ને વ્હાલ છે
નાચતાં ત્યાં કુદતાં
જ્યમ કમળ અલિ ગુંજાર છે. ૨

ગગન ઉંચે ગેલતો,
તરૂમહીં તે રેલતો,
પૃથ્વીના પડ પડ મહીં
કમનીય — કાંતિ હેલતો ૩

પક્ષી—ગણુ પ્રમુદાવતો,
હૃદય પશુ રિઝાવતો,
વેલ ને વૃક્ષો મહીં,
આનંદ — લ્હેરો લાવતો. ૪

આહ ? આ શું અહિં અને ?
બુદ્ધિનું બળ પાંગરે
ગહન ને કૈં કૈં અલૌકિક
ભેદ મુજ ઉરે ભરે. ૫

કાય કદ્રુપી જુની
લોપ થૈ સૃષ્ટિ તણી,
નવીન સુંદરતા ભરી
છે દિવ્યતા વ્યાપી રહી. ૬

દુઃખનાં ગાત્રો ગળે,
સુખ ને શાંતિ ભળે.
સુધામય ગૌરવભરી
જ્યોતિ અનોખી ઝગહળે. ૭

પૃથ્વી ના, આ સ્વર્ગ છે
બ્રહ્મના આ ભર્ગ છે
જ્ઞાન — ભક્તિ —પ્રેમનો
અભિનવ અમીશો અર્ક છે. ૮

તા. ૮-૪-૨૬

## નરનું નૂર

આઘે આભ-ઉંડળ ભરવામાં,
સાગરનું શોધન કરવામાં,
પૃથ્વીનાં પડપડ જોવામાં,
　　નહિ નર-નૂર લેખો. ૧

વાયુને વેગે વશ કરવે,
વિજળીના નવવેશ નિરખવે,
અગ્નિનાં નવઅંગો કળવે,
　　નહિ નર-નૂર લેખો. ૨

સમરાંગણ રણશિંગ ગજવવે,
યંત્રતણા મંત્રો શિખવવે,
હિંસા-પૂર ઊણાં ખળખળવે,
　　નહિ નર-નૂર લેખો. ૩

સામ્રાજ્યોની સીમ સરકવે,
નયનાંનાં નવનાટય ભજવવે,
લક્ષ્મી-લંગૂર લાંબાં કરવે,
નહિ નર-નૂર લેખો. ૪

યત્ન કરી યોજે તન-મનને,
દીનતણાં દુઃખડાં દૂર કરવે,
પૃથ્વી પૂરણ સુખથી ભરવે,
નરનું નૂર લેખો. ૫

કુડ કલહ-કલકલ બુજવવે,
શાંતિનો જય-ઘોષ ગજવવે,
પૃથ્વી પ્રેમ-પૂરે ભીંજવવે,
નરનું નૂર લેખો. ૬

મનનાં અંધારાં દૂર કરવે,
હૃદય-પ્રબળ-ખૂબી ખીલવવે,
નરને નારાયણશો કરવે,
નરનું નૂર લેખો. ૭

૨૦-૧-૨૬

## " મ્હાલું ત્યાં રંગે "

વીજળીના ચમકારા ચમકે,
અગ્નિના અંગારા ભડકે,
સૂર્ય—રશ્મિની જ્વાળા ઝળકે,
મ્હાલું ત્યાં રંગે. ૧

પ્રચંડ વાયુ જ્યાં સુસવાટે,
કાળા મેઘ ધસંતા દોટે,
ધિંગાણું ધરણીમાં લોટે,
મ્હાલું ત્યાં રંગે, ૨

ઉદધિ—ઉર—તરંગો ઉછળે,
કોપ્યો ક્રોધે ધન નભ ગરજે,
પ્રલય-પ્રબળ-જળ પૃથ્વી પ્રસરે,
મ્હાલું ત્યાં રંગે. ૩

પૃથ્વીના પડદા જ્યાં ફાટે,
ધખધખતો રસ ધસતો વાટે,
અંગારા ઉછળે સુસવાટે,
મ્હાલું ત્યાં રંગે. ૪

સ્નેહાંકિત શીળી છાયામાં,
તરુણ ઉમંગી રસીલી રામા,
વિલસી વિચરંતાં દિન—યામા,
મ્હાલું ત્યાં રંગે. ૫

મિત્રો મીઠડી ગોઠડી કરતા,
રંગતણા પ્યાલા મુખ ધરતા,
અવનીને અમરાપુર કરતા,
મ્હાલું ત્યાં રંગે. ૬

લેતી ઉર ઉલટે ઉછાળા,
માતા મીઠું મુખડું ન્યાળી;
ચુંબન દેતી નયનો ઠારી,
મ્હાલું ત્યાં રંગે. ૭

યોગીજન બેઠા છે ધ્યાને,
શિવસમા જાણે ઉદ્યાને,
દિવસ કે રજની નહિ જાણે,
મ્હાલું ત્યાં રંગે. ૮

૨૦–૧–૨૬.

❀

## "ઘેરાઇ પ્રેમે"

આકાશે તારલીઆ ચમકે,
તારલીઓનાં દિલડાં દમકે,
નિશા-નિશાપતિનાં મુખ મલકે,
ઘેરાઇ પ્રેમે. ૧

સરિતા સ્નેહ-શરે ધસમસતી,
હસ્ત પ્રસારી ભેટે હસતી,
સાગરને હૈડે જઇ વસતી,
ઘેરાઇ પ્રેમે. ૨

લપાઇ વ્હાલે તરૂવર-અંગે,
વગડામાં વેલી ઉમંગે,
સ્નેહીઓ સોહંતાં સંગે,
ઘેરાઇ પ્રેમે. ૩

ફુલડાં અર્ધ-ખીલ્યાં ખીલંતાં,
લજ્જાળુ મનડાં વિકસંતાં,
અનિલ સુહાગી સાથ રમંતાં,
ઘેરાઇ પ્રેમે. ૪

વ્હાલી! શીદને તું વિલાય?
દિલનાં દુઃખડાં સર્વ દબાય,
સૃષ્ટિ સૌંદર્યે છલકાય,
ઘેરાઇ પ્રેમે. ૫

૧૪-૧૨-૨૫

## શિશુ

કાલાં વચન વદી મલકાતું,
મીઠડાં હાસ્ય વડે ઉભરાતું,
કુંદ-કળી-દંતે સુહાતું,
પ્રેમ-ભર્યું મુખડું. ૧

જનનીને જકડી લે કોટે,
ગેલ કરી અંકે આળોટે,
સ્નેહોર્મિની ઝળકે હોટે,
હર્ષ-ભર્યું હૈડું. ૨

અંધારી રજનીના તારા,
ભવરણુ નિર્મળ નિર્ઝર ન્યારા,
સ્વર્ગતણી ઝાંખી દેનારા,
ગહન મહીં રમતા. ૩

૧૪-૧૨-૨૫

## શિયાળો

વ્હાણામાં વાવલીઆ વ્હાતા,
લૂખા તીણા ને મદમાતા,
સંહારક શક્તિના ઘાતા
રુદ્ર તણાં રૂપ એ— ૧

મ્લાન—પાન સુવાન બનંતાં,
વૃક્ષ-વેલીનાં રૂપ-રાજંતાં,
મૃત્યુ-પાશે કંટક પડંતાં,
મંદ ગતિ મરતાં. ૨

શૂન્ય થયાં છે વન ને વાડી,
તેજ પરે તિમિરતા છાઈ,
સત્વ તણી ધીમી છે નાડી.
સ્વરો શાંત સુખના. ૩

૯-૫-૨૫

# તિમિરલક્ષ્મી

ક્રોધથી કે રક્ત છે,
ભિષણતા--આસક્ત છે,
પ્રખર બળના વેગથી
ચંડી સમાણી સખ્ત છે. ૧

અમલ દિલડાં દાખીને,
અમલ અદેકા દાખીને,
તત્વ સુંદર શુદ્ધ હણતી
વેર હૃદયે રાખીને. ૨

આકૃતિ બની કારમી,
લેશ નહિ દિસે અમી,
ફરતા આવી ઠરી ત્યાં
ભુવનમાંથી ભમી ભમી. ૩

તેજ—બળ સાંખી શકે
નહિ, દિલે જ્વાળા ધખે,
વેરની ઉત્કટ ગતિએ
નાશ કરવા એ મથે. ૪

તેજ ઉર શાંતિ રહી,
કુટિલતા ત્યાં કંઈ નહિ,
સૌમ્યભાવે વિશદ રૂપે
પ્રેમ—ગંગા વહી રહી. ૫

ઘોર ચૌદશની નિશે,
અંગ-પ્રત્યંગો વિષે,
પૂર દોરે દોડતી
હિંસા કરાવા શું દિસે ? ૬

"આજ હું છુપાઇને,
લાગ સારો સાધીને,
તેજ—ઘાત કરૂં ત્વરાથી,
તીર વેગે ધાઇને." ૭

દુષ્ટતા આ દિલ ધરી,
વાટ એ જોઇ રહી,
તેજ જ્યાં ડોકાય ત્યાં તે
પકડવા પહોંચી ગઇ. ૮

બાથ વિષે આહતી,<br>
તેજ મૃત્યુ આહથી,<br>
સ્મિત-ભર્યા સુકાન્ત મુખડે,<br>
જોઈ રૂહે બુરાઈથી. ૯

ક્રોધ અતિ આવેશમાં,<br>
તિમિર-ઉર ગાઢું જળે,<br>
તેજને યમ-શરણ કરવા<br>
શસ્ત્ર વિષભર નિકળે. ૧૦

સ્નેહ—શાંતિથી ભર્યાં,<br>
નયન ઘેરાં તેજનાં,<br>
સ્વર્ગની દૈવી પ્રભાથી,<br>
તિમિર—આંખો આંજતાં. ૧૧

પ્રેમ—રશ્મિ પેસતાં,<br>
શ્યામ તનમાં સોંસરાં,<br>
શ્યામતા ત્યાં ગળી જતી, ને<br>
ક્રોધ ક્રૂડતા છે પરાં. ૧૨

દિવ્ય તિમિર—દેહ જો !<br>
ઝળુકતો વિદ્યુત સમો,<br>
તેજ—ઉર લપટાઇને<br>
એ તેજ-પુંજ બની રહ્યો. ૧૩

તા. ૧૨-૧-૨૫.

# " ખેલે અનૂપરૂપ દેવી. "

ખેલે અનૂપરૂપ દેવી ઉલ્લાસતી
મહીને અનૂપરૂપ દેવી.
મુખડે છે તેજ—રાશ,
ચંદ્રા સુહાસ — વાસ,
જાણે મધુરી આશ,
ખેલે અનૂપરૂપ દેવી. ૧

નયનો આનંદ — પૂર,
ગ્રીષ્મે અરૂણ — નૂર,
સોહે સૌરભ્ય સૂર,
ખેલે અનૂપરૂપ દેવી. ૨

તારૂણ્ય — ઓર — તોર,
મદનું મસ્તાન જોર,
મ્હેકે વસંતમ્હોર.
ખેલે અનૂપરૂપ દેવી, ૩

હરખે વિહંગ — અંગ,
જોઇ સુવંન ચંગ,
તેજે સુદિપ્ત નંગ,
ખેલે અનૂપરૂપ દેવી. ૪

નાસે નિહીન શોક,
આનંદ થોક — થોક,
ઉજળો હૈ ઓર ઝોક,
ખેલે અનૂપરૂપ દેવી. ૫

૪-૧૦-૨૪.

## સુકાની

માસ મધું સુહાવશે,
નવીન સુંદરતા થશે,
રિદ્ધિ સઘળે વ્યાપશે,
સુખ અનેરાં લાવશે.
આ વિચાર ઉરે હતા ત્યાં પવનની આંધી ચડી,
અભ્ર-સેના આભમાં બહુ વેગથી આવી ખડી. ૧

સૂર્ય-રશ્મિ સત્વરે,
તિમિરમાં લોપાય છે.
તિમિર ચોંટ્યુ બહુ દિશે
બ્રહ્માંડ ભેગું થાય છે.
વીજ સાથે ગરજતો ઘન, એક સાગર વ્યોમ છે,
વૃષ્ટિ સાથે વાયુનું વિકરાળ વાધ્યું જોમ છે. ૨

ઘોર ઉદધિ ઘોરતો
વારિ-ઘોડા ઉછળે,
વ્હાણ ચકડોળે ચઢે,
ઉતારૂનું ઉર થરથરે.
સ્થાનમાં સુકાન ના, ના સંભ્રમે કંઇ દિશ દિસે:
તરલ નૌકા ડૂબશે? શું જળ તળે આ વીર જશે? ૩

અચળ–ઉર સુકાની છે,
ઉંડી શક્તિ એની છે,
મૃત્યુ કુડી વૃત્તિથી
વીર–ગ્રહણ માટે રૂહે નથી,
વજ્ર–દિલે એહના નહિં અસર આથી થાય છે,
જલદ ને પરચંડ વેગે આત્મ–બળ રેલાય છે. ૪

કાળ–લીલા વિસ્તરે,
મુખ ભૈરવ શું બને?
ભય અને ભયથી અધિકો
ત્રાસ ત્યાં કાળે કરે.
હાસ્ય મુખડે, મલપતાં નયનો વિકારી એ જુએ,
યમતણી કાળી ભયંકરતા અલોપ થઇ રહે. ૫

શાંતિદેવી ઉતરે,
વાયુ—ઘન દૂરે કરે,
જલધિ–ચેષ્ટા વિરમે, ને
વ્હાણુ પણ ચીલે ચઢે.
તટ સમીપે તરલ તરણી દ્રુત ગતિએ આવતી,
ભેટતાં હર્ષે પ્રસરતી પ્રેમ લહરી ભાવતી. ૬

૧૪–૩–૨૩

## ભીષ્મ

ઘોમ ધખતો સવિતા સિધાવે,
ઉગ્ર કર્મ વસુધા વિસામે. ૧

આવે રમ્ય ઓજસ્વી પ્રદોષ,
કરી શાંત ભરે ઉર હોંસ. ૨

લાગ્યા તારક નભ તરવરવા,
ગતિમંદ નિશાપતિ ગરવા ૩

આવ્યા, થોભી ઘડી ગયા વાસ,
ઝગે આકાશ તારાપ્રકાશ. ૪

શાણી શિળી નિશારૂપ રાજે,
સોહે શીતળતા એહ સાજે. ૫

ગયો સાગર શૌર્યતણો ક્યાં ?
ધુઘવતો ઘણો એ ગયો ક્યાં ? ૬

ગયો કયી દિશ ક્રોધ કરાળો ?
છુપ્યો? તિમિર છુપ્યાં શું તમાલો? ૭

રાત્રી શાંત થયાં શાંત વેર,
ક્યાં દામ દિવસમાં શું શેર ? ૮

લેતા વિશ્રાન્તિ વીર રણ-થાકયા,
શાન્તિહીણુ શરીરે ઘવાયા. ૯

ચીસો નાંખે છે દુઃખ-દિલ-વેધી,
તિમિર ભયને શું તિવ્રતા દેતી? ૧૦

ચિંતા—જાળમાં જકડી ઝલાયા,
જોતા ઉંચે જીવે ધર્મજાયા. ૧૧

દુઃખ દેખી દયા ઉભરાતી,
પાંડુ—પુત્રની છાતી ભરાતી. ૧૨

આંખે ચાલે છે શ્રાવણુ—ઓઘ,
જ્યમ પૂરમાં સરિતા અમોઘ. ૧૩

વાણી નિકળે ન, કંઠ રૂંધાય,
છાતી ફાટે, ઘણું અમુઝાય. ૧૪

ધ્વનિ અવ્યક્ત નિકળે મુખેથી,
સુણી આવ્યો અર્જુન શિબિરેથી. ૧૫

ધાઇ આવે છે નંદ—કુમાર,
સ્નેહ—સાંકળ બાંધ્યા બધાય. ૧૬

ભડ ભીમને લાગી ન વાર,
આવ્યો પાસ જ્યાં પાંડુકુમાર. ૧૭

આંખો ફાટી શરીર ધ્રુજે છે,
ઉર ક્રોધ કરાળ કુદે છે. ૧૮

પડી પાય ગ્રહે કુરુ-રાય,
"બોલો, બંધુ! બન્યું તતકાળ." ૧૯

જદુરાયે છાતીશું દબાવ્યા,
દિલ-દુઃખ બોલ્યા કુંતીજાયા. ૨૦

"દુઃખ દુઃખ જુઓ ચહુ પાસે,
રણે સૈનિકો છે યમ-પાશે. ૨૧

જુઓ જનની પશુની વિકૃતિ,
સહે શી રિત ધર્મ-પ્રકૃતિ? ૨૨

આર્તનાદ સુણો રણક્ષેત્રે,
જોયું દૃશ્ય ન જાયજ નેત્રે. ૨૩

મૃત્યુ નાચી કુદી કરે હાસ્ય,
જાણ કારમો નરકાવાસ. ૨૪

ઘૂમે ભીષ્મ ભયંકર ભોમે.
રણ-યજ્ઞ શૂરાઓને હોમે. ૨૫

રક્ત નેત્ર જ્વાળા પ્રકટે છે,
રણ-યજ્ઞનો અગ્નિ ધખે છે. ૨૬

નહિ કોથી સહ્યો જાય તાપ,
વાધ્યો બળમાં પ્રચંડ અમાપ. ૨૭

આવે સામા યુધ્ધે યમરાય,
સ્થિર ટકશે ન એહ લગાર. ૨૮

બંધુ ! બંધ કરો રણ યુદ્ધ,
માગો શાંતિની ભિક્ષા થૈ શુદ્ધ." ૨૯

બોલી આટલું ધર્મ વિરામ્યા,
આપે ઉત્તર ત્યાં યદુરાયા. ૩૦

"શાને શોક કરો ધર્મરાય?
કેયમ મુગ્ધ બન્યા નીતિજાણ? ૩૧

યુધ્ધે મારવું ને મરવું છે,
એ વિના નહિ કાંઇ ત્રીજું છે. ૩૨

આજે ભીષ્મનું તેજ તપે છે,
પાંડુસૈન્ય નિરસ્ત બને છે. ૩૩

તપે જ્યાં સુધી સમય બળિષ્ટ,
હઠે યોધ્ધો જો હે છે વરિષ્ટ. ૩૪

કાળ આવ્યે કુદો થૈ કરાળા,
ઘોર યુધ્ધે ઘૂમો રાણીજાયા." ૩૫

સુણી વાણ વદ્યા કુંતીજાયા,
"મન માને ન આ જગ-રાયા. ૩૬

જોઉં છું હું સમય મરવાનો,
ધન્ય દિવસ કહું મરવાનો. ૩૭

નથી કરવી અરિની ઘાત,
નથી જોઇતાં રાજ ને પાટ. ૩૮

નથી મરણનો ભય મુજ દિલે,
અન્ય દુઃખડાં અંતર અહિં ચીરે." ૩૯

બોલે ચાલે આંખે આંસુધાર,
કૃષ્ણ કરતા હૃદયમાં વિચાર. ૪૦

ભીષ્મ રણમાં કદી ન જીતાય,
જય પાંડવનો ક્યમ થાય? ૪૧

ગંગ-પુત્રના મરણનો વિધિ,
જાણી લેવા ઇચ્છા મન કીધી. ૪૨

'ચાલો જૈએ દાદાના શિબિરે,
શીળો હાથ મુકે તમ શિરે. ૪૩

શાંત દાંત ને પુણ્ય પવિત્ર,
ગાય ઋષિ-દેવ જેહ ચરિત્ર. ૪૪

પ્રેમ પાંડવ ઉપરે પૂરો છે,
નહિ યત્નમાં એ અધુરો છે.' ૪૫

દોરે પાંડવને યદુરાય,
ખિન્નહૃદય પુંઠે પુંઠે જાય. ૪૬

ચાલે ધીમે તણાયા તણાય,
મ્લાન મુખે ને શર્મે ધવાય. ૪૭

સાદી મઢુલી દાદાની જુએ છે,
પાસે તરૂવર કુંજ લસે છે. ૪૮

બેઠા આસને છે ધ્યાન-મસ્ત,
જગ-માયાના વિકાર અસ્ત. ૪૯

જગ ભુલી જોતા જગરાયા,
ઉર સચ્ચિદાનંદ—છવાયા. ૫૦

જોઈ ભવ્ય દાદાની આકૃતિ,
બની નિસ્તેજ કુટિલની નીતિ. ૫૧

કૃષ્ણ બોલે છે, "પાંડુકુમાર!
ભાળો ઇશ-ભર્યાં ભંડાર. ૫૨

ક્યાં એ તેજ-જ્વલંતા સેનાનિ!
ઘન ગરજંત ઘોર સેનાનિ! ૫૩

જેને જોઈ બને નિસ્તેજ,
ભલે હોય તે સ્વર્ગનું તેજ. ૫૪

સિંહ જોઇ પુંછળ ફાળ ભરતો,
ભંગ ભ્રુકુટિનો ભાળી ડરતો. ૫૫

જેનાં સર્પ સમોવડ બાણ,
કરે સૈન્યમાં કચ્ચરઘાણ. ૫૬

ક્યાં એ સેનાનિ, શાંતિ ભર્યો આ,
મળ-હીણુ ને પ્રેમ-પચ્યો આ ?" ૫૭

સુણી શબ્દ જાગ્યા ગંગ-જાયા,
ધાઇ ભેટયા છે ત્રિભુવન-રાયા. ૫૮

પાય પડતા પાંડુના કુમાર,
પાય ધોતી આંસુકેરી ધાર. ૫૯

સૌને સ્નેહથી છાતીએ લે છે,
શિરે પ્રેમનું ચુંબન દે છે. ૬૦

જોઇ વ્હાલભર્યાં મ્લાન મુખ,
ભીષ્મ-હૃદય પ્રકટતું દુઃખ. ૬૧

ઉર કારણ ભીષ્મ કળે છે,
મીઠી વાણી સુધાશી વદે છે. ૬૨

"ક્ષત્રિ-પુત્રતણો અસિધર્મ,
રણ-યુધ્ધે કરાવે છે કર્મ. ૬૩

થાય ઘોર સેનાસુ સંહાર,
ક્ષાત્રધર્મે ન બીજો વિચાર. ૬૪

રણ-ભોમે ઉરે એક ઇચ્છા,
અરિ-હાણ એ પ્રાણ-પ્રતિષ્ઠા. ૬૫

ઘૂમે જ્યાં સુધી રણ એ દેહ,
રહેતી ઇચ્છા એ વિણ સંદેહ. ૬૬

ધર્મ-ત્યાગ એ ક્ષત્રી-કલંક,
દેહ-ત્યાગ રૂડો વિણ શંક." ૬૭

સુણી વાણ વદ્યા વાસુદેવ
"ધર્મ ભક્તિ એ દૃઢ નહિ દેવ ૬૮

તું સમો, આ ત્રિભુવનમાંહી
કીર્તિ જેની જગે છે છવાઇ. ૬૯

ત્રણ કાળ-જ્ઞાની સ્થિત-પ્રજ્ઞ
નહિ કો તું સમો આત્મ-યજ્ઞ. ૭૦

પડે અંતે અનિત્ય આ દેહ,
પામે કૈવલ્ય-પદ નિઃસંદેહ." ૭૧

હસી ભિષ્મે સુવાણ ઉચ્ચારી,
"નથી દેહે આસક્તિ મ્હારી. ૭૨

પ્રેમ-પોષી દિપંતી આ દેહ,
પ્રેમ નિત્ય અનિત્ય છે દેહ.

નારી આવે કદી મુજ સામે
શસ્ત્ર-અસ્ત્ર મુકી દઉં વિરામે. ૭૪

વ્રત મારૂં અવિચળ જાણ,
થાય તે થકી તનની હાણ." ૭૫

"ધન્ય ધન્ય વીરા કુરૂ-શ્રેષ્ઠ"
બોલ્યા વાણી વૃષ્ણિ-પતિ ઇષ્ટ.

"ભીષ્મ એકજ ભૂમિ વસે છે.
દેવ પૂજન જેનું કરે છે." ૭૭

પાય વંદી પાછા જાય સર્વ,
ભીષ્મ–દર્શનથી ગળ્યો ગર્વ. ૭૮

બીજે દિવસ થયો રણ–જંગ,
કોપ્યા ભીષ્મ વધ્યો રણ–રંગ. ૭૯

ધરણી ધ્રુજી, ધ્રુજ્યા શેષનાગ,
રવિ નિસ્તેજ ઘોર અંધાર. ૮૦

ત્રાહિ ! ત્રાહિ ! અરિઓ પુકારે,
સામે સ્થિર ટકે નહિ કો લગારે. ૮૧

પડ્યું પાંડવ–સૈન્ય ભંગાણ,
ધાયા ભૂધર સ્મરી શરવાણ. ૮૨

આગે કીધો શિખંડી કુમાર.
નજીક કપિ–ધ્વજ રણકાર. ૮૩

ફેંક્યાં ભીષ્મે શિખંડી નિહાળી,
દિવ્ય અસ્ત્ર ફડાં રણ–ભૂમિ. ૮૪

કહે કૃષ્ણ, "અર્જુન ! તું સંધાડ,
ત્હારે ગાંડિવ બાણ કરાળ." ૮૫

બોલે પાર્થ, "ન ધર્મ એ, નાહુ
શસ્ત્રહીણપે હાથ ઉગામું." ૮૦

કૃષ્ણે શિઘ્ર શિખંડી સજાવ્યો,
તીણાં તીર ધનુષ્યે ધાર્યાં, ૮૭

ફેંક્યાં ભ્રૂકુટિ ચઢાવીને રોષે,
મર્મ ભેદે જઇ જમ-જોસે. ૮૮

ઢળ્યા ધરણીપરે ગંગ-જાયા,
સ્તબ્ધ સૈન્ય થયું સ્તંભ્યા રાયા, ૮૯

સ્તબ્ધ છે પૃથ્વી પ્રાણવિહોણી,
સ્તબ્ધ સૃષ્ટિ શ્રી-નષ્ટ સલૂણી. ૯૦

૨૧-૨-૨૩

## "નિર્મળ ત્હારાં નયન લસે છે."

નિર્મળ ત્હારાં નયન લસે છે,
તેવું સુંદર ગગન દિસે છે.
હાસ્યો જે મુખડે મોદે છે,
રવિશ્રીએ રાજે. ૧

કાયાની નાજુકાઇ છે,
-જનતા જે પર વારી ગઇ છે-
કુમળા પાન પરે પ્રસરી છે,
ભભકભરી ભાતે. ૨

રંગો જે તુજ અંગ પરે છે,
દુનિઆ દેખી દિંગ બને છે,
સુમનતણે અંગે સોહે છે,
રેલંતા રૂપે. ૩

શાને વ્હાલી તું લાજે છે ?
અંતર જો તુંથી ગાજે છે,
હિંચંતી હૈડે રાજે છે,
હાસ્યભર્યાં નયને. ૪

ભુવન નૂતન ભાવ ભરીને,
એક બીજાનાં મન ગુંથીને,
જીવનને જીવન અર્પીને,
ઐક્ય રસે રહીએ. ૫

૯–૯–૨૦

## રેંટીઓ

રૂડો અમારો રેંટીઓ રે—
દિસે અનુપમ
આકૃતિ સુંદર,
ઉદયથી ઉજ્વળ
કરતો ભુવન તળ,
ભાનુ સમોવડ રેંટીઓ રે–રૂડો૦ ૧

છે ગતિ મંદી,
કદી છે અમંદી,
નહિ જ સ્વચ્છંદી,
સદાય સુનંદી,
ગુણિઅલ ખંતી રેંટીઓ રે,
સંયમશાળી રેંટીઓ રે–રૂડો૦ ૨

સુશીળી વાણી,
વિવિધ રાગવાળી,
છે ગુણ અનુસારી,
મૃદુ બળ–શાળી,
ભાવ–ભરેલો રેંટીઓ રે
ગાન–ગંભિરો રેંટીયો રે–રૂડો૦ ૩

ઉગ્ર તપોબળ,
અતુલ મનોબળ,
ઉર અતિ નિર્મળ,
વૃત્તે છે નિશ્ચળ,
લલિત મનોહર રેંટીયો રે
ગૌરવ-શાળી રેંટીયો રે-રૂડો૦ ૪

પાપીને નિર્મળ,
દુર્બળ ને બળ,
બળને વધુ બળ,
અમરસમો નર,
સ્પર્શ-મણિ આ રેંટીઓ રે
ઉજ્વળ-કીર્તિ રેંટીઓ રે-રૂડો૦ ૫

ત્હારો છે જય-ઘોષ
કરતો પરિતોષ,
ભરતો અખૂટ કોષ,
હરતો બધા દોષ,
જન-મન-રંજન રેંટીયો રે
રામસમો આ રેંટીઓ રે-રૂડો૦ ૬

ગરજે છે જંગે,
અરિબળ ભંગે,
ભારત-ભૂમિ રંગે
વિજય-નાદ સંગે,
કોટીક બાહુ રેંટીઓ રે
ચક્રવર્તી ચારૂ રેંટીઓ રે-રૂડો૦ ૭

૩૦-૭-૨૧

## વનવિહાર

ચાલો ! સુવન બ્હાર લૈએ, અમોલ બ્હાર
વને વિહાર કરી લૈએ,
તેડે મયૂર પ્રેમી હૈયે સુનાદથકી,
ચાલો ! સુવંન બ્હાર લૈએ. ૧

તરૂઓની ડાળમાંહી,
પંખી પ્રમોદમાંહી,
ગાએ હિંચીને હિંડોળે.
સુવંન માંહી ચાલો ! અમોલ બ્હાર લૈએ. ૨

વાયુ રસે ભરાય,
સ્પર્શી કુસુમ—કાય,
હૈયુ ચઢે છે હિલ્લોરે.
સુવંનમાંહી ચાલો ! અમોલ બ્હાર લૈએ. ૩

સુમને સુહંત રંગ,
કુમળાં સતેજ અંગ,
હાસ્યે સુવાસે વધાવે.
સુવંનમાંહી ચાલો ! અમોલ બ્હાર લૈએ. ૪

ગગને ઘૂમંત મેઘ,
ગરવો દિસંત વેગ,
ગંભિર ગાને ગજાવે.
સુવંનમાંહી ચાલો ! અમોલ બ્હાર લૈએ. ૫

લાગે ન તાપ લેશ.
છાયા—છવ્યો પ્રદેશ,
મનડું આકર્ષી આનંદે.
સુવંનમાંહી ચાલો ! અમોલ બ્હાર લૈએ. ૬

વાગે છે વંન—વાદ્ય,
શીળા મધુર સાદ,
બાળાઓ મોદભરી ગાએ.
સુવંનમાંહી ચાલો ! અમોલ બ્હાર લૈએ. ૭

ગાયો વિલાસમાંહી,
વત્સો ઉમંગમાંહી,
ખેલી મસ્તીએ ખીલે છે.
સુવંનમાંહી ચાલો ! અમોલ બ્હાર લૈએ. ૮

હૈયું હિંચે છ નાથ,
લૈ લૈ સુગાઢ બાથ,
રમીએ સુરાગ રાસ ખાંતે.
સુવંનમાંહી ચાલો ! અમોલ બ્હાર લૈએ. ૯

૯-૯-૨૦.

# વર્ષા

વર્ષાના રૂપ—રાગ જોને આનંદ-કંદ,
વર્ષાના રૂપ—રાગ જોને :
કેવાં વિલસેછે વંન ગાને, દેદિપ્યમાન
કેવાં વિલસેછે વંન ગાને ? ૧

કેવાં લાડેછ ઘંન
ગગને ઉઘાડ તંન ?
ઘેટાં મેદાનમાંહી ટોળે.
આનંદ-કંદ વર્ષાના રૂપ-રાગ જોને. ૨

ઝાંખો સૂરજ - રંગ,
જાણે શું માનભંગ
બનતો વિકરાળ વીર જંગે.
આનંદ-કંદ વર્ષાના રૂપ-રાગ જોને. ૩

વરસે છે મેઘવાર,
પૃથ્વી રસે રસાળ,
પીમળે પરાગભાર ભારે.
આનંદ-કંદ વર્ષાના રૂપ-રાગ જોને. ૪

પાણી પાણીજ ઝાંખ,
ઠંડી ઠરેછ આંખ,
વર્ષા વારિદના પ્રભાવે.
આનંદ-કંદ વર્ષાના રૂપ-રાગ જોને. ૫

તરૂઓ તપેલ તાપ,
તન્વી વિરહે અમાપ,
તૃપ્તિ સુસંગે લસે છે.
આનંદ-કંદ વર્ષાના રૂપ-રાગ જોને. ૬

ક્ષેત્રે લ્હેરેછ છોડ.
દુનિયાના દુઃખતોડ,
ગભરૂ ઝુલાય માત ક્રોડે.
આનંદ-કંદ વર્ષાના રૂપ-રાગ જોને. ૭

જાગે વિવિધ જીવ,
તરૂઓ દિપેછ દિવ્ય,
સૃષ્ટિ શોભાય નવજીવને,
આનંદ-કંદ વર્ષાના રૂપ-રાગ જોને. ૮

ઉછળે અનૂપ પ્રેમ,
પ્રેમે ન હોય નેમ,
દિલડાંને દિવ્ય વાટ દોરે,
આનંદ-કંદ વર્ષાના રૂપ-રાગ જોને. ૯

૯-૯-૨૦

*

# કોકિલાનું ગીત

મ્હને ભુરકી નાખી મ્હારા વ્હાલમા!
કહેને કોણ ત્હારી જાત?
કોણ માત? કોણ તાત?
કોણ બ્હેની? કોણ ભ્રાત? મ્હને. ૧

છે કોઈ યક્ષ કિન્નર દેવ,
કરવા સૃષ્ટિકેરી સેવ,
ઉતર્યો સ્વર્ગથી સુદેહ?
મ્હને ભુરકી નાખી મ્હારા વ્હાલમા! ૨

તેજ તેજ ત્હારૂં રૂપ,
જાણે ભુવનકેરે ભૂપ,
પ્રકટ્યું પોતીકું અદ્ભૂત.
મ્હને ભુરકી નાખી મ્હારા વ્હાલમા! ૩

શાંત કાંત ત્હારૂં મુખ,
સોહે સ્મિતથી અનૂપ,
તું છે સર્વ સૃષ્ટિમુખ,
મ્હને ભુરકી નાખી મ્હારા વ્હાલમા! ૪

ખેંચે દીપ જો પતંગ,
ખેંચે રાત્રી તારક - રંગ,
મુજ જીવ ત્હારો સંગ,
મ્હને ભુરકી નાખી મ્હારા વ્હાલમા! ૫

કરે કંઠ તુજ ગાન,
નિશદિન એકતાન,
મુજ દિલડાનું લ્હાણ.
મ્હને ભુરકી નાખી મ્હારા વ્હાલમા! ૬

૨૧-૧૧-૧૯

## વિશ્વામિત્ર

તેજ વિમળું રમ્ય છે,
નીલ નભ આ ભવ્ય છે,
મહી અને આ રસ-નિધિ
મુજ ઉર વિષે ન અગમ્ય છે.
અમર સ્નેહે સોહીને રસ ચહુદિશે રેલાવતાં,
સર્વ સાંકળ–સંકળાયલ એકતામાં મ્હાલતાં. ૧

પુત્ર ગાધિરાજનો,
સ્વામી સઘળા સાજનો,
રાજ્ય–પ્રૌઢી લક્ષ્મીનો,
મદ મત્તગાને ગાજતો.
રાજપુત્ર અનેક ને સામંત સેવામાં શૂરા,
બાળ આ રીઝાવતા, પતિભક્તિમાંહી એ પૂરા. ૨

વૈભવો જ્યાં રાજતા,
વાદ્ય જ્યાં વિરાજતાં,
સ્નેહ–પૂર સૌંદર્યનાં જ્યાં
હૃદય–કાંઠા ભાજતાં.
કોણ એવો જંન છે જે રસતણા સિંધુ રહી,
અકળાવળ સૌંદર્યને જ શમાવશે નિજ ઉરમહીં? ૩

રાજ્યમદ છે જન્મથી,
લક્ષ્મીમદ છે જન્મથી,
જેમ જુવાનીતણે
મસ્તી વધી છે ગર્વથી.
મત્ત મારૂતના બળે મોજાં નિધિનાં મોદમાં,
ઉછળી ઉંચકે સર્વને ગરવી કરીને ગર્જના. ૪

મદન ધુરકે અંગમાં,
જ્યમ શૂરાઓ જંગમાં,
ખેંચી ખેંચી પટકતો તે
રમણુ–રસની ગંગમાં.
લ્હેરતું શું લહરીએ જ્યાં ઉરકમળ ઉલ્લાસમાં,
પ્રણયની જ્યોત્સ્ના લસંતી પ્રૌઢ બની વિલાસમાં. ૫

એ સમે ત્યાં આવતા,
વેદધૂન ગજાવતા,
શાંત સુસ્વર કંઠથી,
ઉત્સુક ઉરે યતિ ભાવતા,
મલયમારૂતલહરીઓ જેમ મંદગતિ મધુમાસમાં,
ગહન વનના વૃક્ષ–પલ્લવ–કુસુમ કેરા હાસ્યમાં. ૬

દૂર કીધાં દૂષણો,
વલ્કલો તન ભૂષણો,
મુખપરે વરતાય છે
વૈભવ પ્રતાપી તપતણો.
ભભકતી છે બ્રાહ્મી લક્ષ્મી ભર અનૂપમ તેજમાં,
જીવન સત્યે દોરીને ઉન્નત કરે ઉર સ્હેજમાં. ૭

જીવન જુદું હું તણું,
મુનિ જીવન જોઇ ગણું,
જગરથી જુદું કાઢીને
સન્જીવન સરિતામાં વહુ.
શુભ્ર જ્યોત્સ્ના ગગનથી વર પદ્મને વિકાસતી,
મુનિબળે મુજ હૃદયઉર્મિ અજબ રૂપમાં ભાસતી. ૮

ત્યાગું રિદ્ધિ રાજની,
ત્યાગું નૌતમ નાજની,
ત્યાગું લીલા લક્ષ્મીની
સુસિદ્ધિ કરવા કાજની,
ઉલટથી શું હૃદય–બળથી ગૂઢમંત્ર ઉકેલવા,
રૂચિર ને રસ–બસ પ્રદેશે શુદ્ધ ભાવે ખેલવા. ૯

હિમ–નિવાસિત — પર્વતે,
કુસુમ—વાસિત — કુંજમાં,
સુભગ કુજનો વિહગનાં
હું વિહરતો આનંદમાં.
નભ અને નક્ષત્ર લક્ષ્મી હૃદયમાંહી રાચતી,
કુસુમ લક્ષ્મી જેમ ભમતા ભ્રમર મનડે નાચતી. ૧૦

પ્રજ્ઞ મોટો હું થયો,
જીવન જ્ઞાને શું વહ્યો,
ભેદ-ભાવો ભુલીઓ ને
મંત્ર ગૂઢો મ્હેં ગ્રહ્યો.
ભ્રાન્તિ ઉરમાં ઉદ્‌ભવી વિચર્યો અતીશે વેગમાં,
બ્રહ્મજાણ વરિષ્ટ તે યતિ–વર વસિષ્ટ સમીપમાં. ૧૧

" જ્ઞાનમાં ગુરૂ ! વૃદ્ધ છો,
જીવન–મંત્રે સિદ્ધ છો,
હૃદય–નભના દીપતા
સોળે કળાએ ઇંદુ છો.
આપની આશિષથી મ્હેં જીવન-મંત્ર ઉકેલીઓ,
બ્રહ્મબિરૂદ હું યાચું છું વરદો મ્હને" વાણી વદ્યો. ૧૨

હસિત વદને બોલતા,
" સિદ્ધિએ શું રાચશો ?
બ્રહ્મમાં જો ઘૂમશો,
નહિ બિરૂદ આવું માગશો. "
સુશીલ વાણી સરલ ભાવે શાંત સાદે બોલીઆ,
મુજ હૃદયનાં તિમિરપટનાં કુડ કપાટ ન ખુલીઆં. ૧૩

સત્વને ગુમાવતો,
રોષ ઉર ઘૂમાવતો,
કર લઇ તલવારને
હું વેર ઉર પૂકારતો.
રાતમાં ઋષિ—શ્રેષ્ઠના સો પુત્રને વિદારતો,
બ્રહ્મનિષ્ટાના બળે મન્યુ ન મુનિમાનસ હતો. ૧૪

દોષ મ્હારા દાબતા,
ગુણ એ ઉચ્ચારતા,
ભ્રાન્તિ તિમિર ભેદીને
શું મુક્તિમાર્ગ પ્રકાશતા ?
તજી અસિ,પડી પાય,સરક્યો વિકટવન આ ભાગમાં;
દીન હૃદય બળિષ્ટ થઇને; સત્ય કેરી શોધમાં. ૧૫

તિવ્ર ઇચ્છા ઉરમાં;
સત્યકેરા પૂરમાં;
સૃષ્ટિ નિષ્ઠા સત્યની
જાણે ગ્રહીને નૂરમાં,
રાચતી ને નાચતી શું માણીને આનંદમાં,
હૃદયને ઝબકાવતી છે સત્યકેરી જ્વાળામાં. ૧૬

દૈવી નેનો ઉઘડયાં,
તિમિર-પટ દૂરે થયા,
સૃષ્ટિ જાણે રાજતી
શું આત્મલીલા પ્રકટતી.
હું રૂપે સૌ કો થયાં, હું સર્વરૂપે દિસતો,
ભેદ-ભાવો ભાગતા; ને એકતામાં હીસતાં. ૧૭

૭-૧૧-૧૯

## વસંત

લો ! લો ! આ ફૂલલ્હાણ,
ફૂલડામાં રંગલ્હાણ,
ફૂલડાની મીઠી વાણ
નારીને નર ઉર રેલી.
જો મધુ બાળ રમણે ખીલેલી. ૧

સુણો સુરાગી સૂર,
સુણો સુદિવ્ય સૂર,
કરતો અનંગ સૂર
ઉરની સરંગીના હેલી.
જો મધુ બાળ રમણે ખીલેલી. ૨

વ્હે છે વિલાસી વાય,
સોહે સુંવાળી કાય,
સૃષ્ટિ સુવાસ છાય
વ્હેતી શું પ્રેમ અંગ વ્હેળા ?
જો મધુ બાળ રમણે ખીલેલી. ૩

જુઓ આ સૂર તેજ,
કુમળું સરોજ તેજ,
રમતું સરમાંહી રહેજ,
રશ્મિ સુવર્ણે રસેલી.
જો મધુ બાળ રમણે ખીલેલી. ૪

વૃક્ષે નવીન પાન,
વિમળાં વિરંગી પાન,
શોભા સુબાળ વાન
સરતા સુરક્ત રૂપેરી.
જો મધુ બાળ રમણે ખીલેલી. ૫

રૂડું આ દિન રૂપ,
રાત્રી સુરાગ રૂપ,
મ્હેંકે સુવાસ ધૂપ
શક્તિની રેલ તંન રેલી.
જો મધુ બાળ રમણે ખીલેલી. ૬

વિલસે છે ફુલવાર,
શાળાં કાસારવાર,
મનની ઉપાધિ ટાર
સોહે સરિત નાદ—ઘેલી.
જો મધુ બાળ રમણે ખીલેલી. ૭

અનતાં વિહંગ રક્ત,<br>
વૃક્ષો વિલાસભક્ત,<br>
સૃષ્ટિ અનંગમસ્ત,<br>
પ્યારી છે પ્રેમની કટોરી.<br>
જો મધુ બાળ રમણે ખીલેલી. ૮

૧૦-૧-૧૭

*

## " ગમે ના સૃષ્ટિની શાંતિ "

ગમે ના સૃષ્ટિની શાન્તિ,
ગમે ના પુષ્પની કાન્તિ. ૧

ગમે ના પક્ષીઓ પાસે,
ગમે ના વૃક્ષને વાસે. ૨

ગમે ના વાદળાં વ્હાલી,
જાણુએ ખેલ એ ખાલી. ૩

ગમે ના મેઘના રંગો,
ગમે ના ગિરિનાં શ્રૃંગો. ૪

ગમે ના વાદ્ય જે વાગે,
વિલાસી તાલ ને રાગે. ૫

## ૭૯ "ગમે ના સૃષ્ટિની શાંતિ"

ગમે ના હાસ્ય આ શીળાં,
થતાં જે જોઇ આ લીલા. ૬

ગમે ના ઝર્ણું આ ગાતાં
વિહારી ઉરને ન્હાતાં. ૭

ગમે ના વેગીલો વાયુ,
શીતલતા વેરતો વાયુ. ૮

ગમે ના સૂર્યની શોભા,
સુરંગે સોહતી શોભા. ૯

ગમે ના વ્હાલી આ વર્ષા,
હ્રદયમાં પ્રેમની વર્ષા. ૧૦

ગમે ના ગર્વમાં જાતી
સરિતા મસ્ત ને માતી. ૧૧

ગમે ના મેઘલી છાયા,
મધુરી મ્હાલતી છાયા. ૧૨

ગમે ના મ્હેલ આ મ્હારા,
બન્યા જે રંગના ક્યારા. ૧૩

## "ગમે ના સૃષ્ટિની શાંતિ" ૮૦

ગમે ના ગીત, ઓ વ્હાલી !
શુચિ સંગીતની હેલી. ૧૪

ગમે ના રાગીલી રાત્રી
દિલે શાન્તિ ઘણી દેતી. ૧૫

ગમે ના વ્યોમના તારા,
હસંતા ખેલતા તારા. ૧૬

ગમે ના કેમ કો પૂછે,
ઉંડું તું ઉર જાણે છે. ૧૭

પ્રિયે ! હા કાંઇ છે ન્યુન.
અને તેથી સહુ શૂન્ય. ૧૮

રૂચિરૂં ગૂઢ એ તત્વ,
ખરૂં આનંદનું સત્વ. ૧૯

નથી આંહિ – નથી આંહિ.
ઢળું હું આંસુડાંમાંહિ. ૨૦

૧૯૧૫

❧

# ચમેલીને

પ્રેમ—લાડી ચમેલી !
કેવી નમણી નમેલી ?
તરે તેજ ત્હારે અંગ,
વ્યાપ્યો નસનસે નવરંગ,
દિપ્ત--કાન્તિ આશાભંગ
પ્રેમ-લાડી ચમેલી
કેવી ખીલી અનેરી?

તુમાં છેજ કાંઇ સાર
કહેતું મ્હને "ધૈર્ય ધાર"
અરે તું છ દીન - આધાર
પ્રેમ—લાડી ચમેલી
કેવી નમણી નમેલી ?

૨૯-૧-૧૧

## ગાન

ખીલી દિસે આનંદમાં,
તુજ તંન ગાયન છંદમાં,
સોહે પ્રભાભર રૂપમાં,
સુકાન્ત સુમનો શર્દમાં. ૧

ખેલી રહી શાન્તિ અહિં,
તુજ ઉર મહીં શાન્તિ સહી,
આ દિવસ—નાદની સાથમાં
મુજ વિકલતા વિલીન થઇ. ૨

લલકાર પ્રિયે! ગાન કાં
કોકિલ - કોમળ કંઠથી,
મુજ ઉર - વ્હાલાં ગીતડાં
રેલાવ વિમળી વાણીથી. ૩

ઉછળે તરંગો ગાનના,
મુજ જીવને કંઇ ભાન ના
કરી સ્હેલ સંગીત – સાગરે
અદ્‌ભુત ક્રિડા એ કરે. ૪

તુજ ગાન લૌકિક નહિ અરે !
તોફાન ઉંડું જો શમે,
વિહરંતી મુજ જીવ – હોડલી
શું સ્વર્ગ – મુસાફરી કરે. ૫

૧૮-૧-૧૧

## ઉષા

ઉષા સુરંગે સર્જી છે,
વાયુ સૂરીલો મંદ છે,
ગતિ – ધીર – રશ્મિ તારલા
ઝગમગે, ચારૂ ચંદ છે. ૧

વેગે વહે કાળી નિશા,
બની રહી વર્ણ–ખીલી દિશા,
સેવે ગુફાઓ સત્વરે
વનચરો પાપ છુપાવવા. ૨

તરૂઓ સુતેજે લાડતાં,
મળ–રહિત હૃદયે ઠારતાં,
તું પણ ઉઠી ખીલાવને
જગમાં જનો તેજહીણાં. ૩

૧૭–૧–૧૧

## “ સ્નેહસરિત રેલંતા હૃદયે ”

સ્નેહ – સરિત – રેલંતા હૃદયે,
નિશ્ચળ ભાવભરી આંખડીએ,
ભેટે રંગ–ભીની બાથડીએ,
વ્યોમ રૂડી મહીને. ૧

ગણગણી ઉર–મીઠી કંઇ વાતો,
મુખડાના રસથી લોભાતો,
ભમરો શૃંગારે સોહાતો,
ચુમંતો સુમનો. ૨

મોંઘેરા મોતીના જેવી
અંતરની વાણી તું બોલી,
નયન–કમળ પૂરાં વિકસાવી,
આજે બોલે તું. ૩

કંઈકંઈ નવલા ભાવ ભરન્તી,
જગનો જૂનો વેષ હરંતી,
ઉરના ઉંડાણે નિવસંતી,
મલપંતે મુખડે. ૪

પ્રીતિ-સાગરની વિચિનો
નાચ રૂડાં હૃદયે રાચંતો,
અમીરસના શિકર વરસંતો,
ગાન કરી ગરવું. ૫

છોને સંકટના સૂરજનાં
કિરણ કાળ સમાં જે દમતાં,
દુઃખ દેવ જે નહિ વિરમતાં,
દિન-નિશ ઇર્ષ્યામાં. ૬

સૂકાશે નહિ ઉંડાં ઝરણાં,
જેવાં કાળ ભરીને હરણાં
સ્ખલન વિણ અખંડિત ગતિનાં,
કુદશે વ્હેશે તે. ૭

પ્રેમપંથ–પાવકની જ્વાળા
પૂર્ણપક્વ પૂરા સુખાળા,
અર્ધદગ્ધ અધિકા દુઃખાળા,
જેને બાળે તું. ૮

રાચીશું વિકટડે પંથે,
શાલે પામરીએ કે કંથે,
નહિ કો દુઃખડાં ત્યાંહી મંથે,
વ્હાલીડાં હૃદયો. ૯

વ્હાલી સુરતણી સુરીતિ
ગ્રહીશું, ઉર અડગ, નહિ ભીતિ,
થશે મિત્ર, શત્રુતા ફીટી
અરિઓ અણિયાળા. ૧૦

અમર તત્વ જો સામું આવે,
વ્હાલાં મનડાં નહિ લોભાવે,
સુરંગે રંગી સુહાવે,
અમર તત્ત્વ હારે. ૧૧

૧૯૧૧

## થર્મોપાઇલી

સમરે સુતા ગ્રીસ – વીર,
અચળા રહ્યા રણધીર.
લાવી સૈન્ય ઇરાન,
ત્રીસ લાખ બળના ધામ.
સ્વાધીન કરવા ગ્રીસ,
જ્યમ લંક લેવા કીશ. ૧

અટકાવવા ઇરાન,
યોદ્ધો લીઓનીડાસ
પાઇલીતણા સુમાર્ગ
આવ્યો અતિબળ વ્યાઘ્ર. ૨

મદથી બન્યા મસ્તાન,
ઘૂમંત નાગ ઇરાન.
કટિબદ્ધ ક્રોધે શેર
ઉભો ઉલટભેર. ૩

" છે તુચ્છ આ મુજ ગ્રાસ,
શું ગ્રીસ આ તુજ આશ?
લાવો અહીં મુજ પાસ"
ઉચ્ચરે શાહ ઇરાન. ૪

હુબવંત જ્યાં બળવંત,
ચળકંત શર અભંગ,
સબળો લીઓનીડાસ
હંફાવતો જ ઇરાન. ૫

" ગ્રીસ લાખમાં નહિ વીર?
બાંધે ન આ બળ ગ્રીસ?"
લેતા જ " અમરો " જંગ
વધતો જતો ઉછરંગ. ૬

ઉછળે રણે ઇરાન,
ઘુમંત ધીટાં વાન.
દિલ દેશ પ્રેમા દાસ
પર્વત અચળ ઉલ્લાસ. ૭

ફુટયોજ અધમા ગ્રીક,
રસ્તો બતાવ્યો, ધિક!
નરકે રહો તુજ વાસ,
યમ મુખ રૂહે તું ગ્રાસ. ૮

ચોપાસ સૈન્ય અસંખ્ય
વળતું ફરી વિણ ભંગ,
વર્ષાસુ વાદળ ફોજ
ઘેરે રવિની જ્યોત. ૯

ગરજંત સાગર શૂર
ચોપાસ, છે રણનૂર
વચમાં લીઓનીડાસ,
તારાસુ ધ્રુવ પ્રકાશ. ૧૦

ઘેરાયું જોઇ સેન,
ચિત્તે નહિ કાં ચેન,
ઘેર્યાં શિશુ જોઇ શેર
ધ્રુવવંત કરવા કેર. ૧૧

" રાખો અચળ આ સ્થાન,
અટકાવવું ઇરાન,
આદેશ એ મુજ દેશ,
આજ્ઞા શિરે વિશ્વેશ. ૧૨

ચળશે ન મ્હારૂં ઉર
રણુ - કેફમાં ચકચૂર,
ખેલીશ ફાગ ઇરાન,
સ્થિર સાચવી આ સ્થાન. ૧૩

વિચરો ત્હમે વીર દેશ,
મચતું અહિં કુબેશ,
યુનાનની રણ-હાક
સુણી શાહ થાશે ખાખ. ૧૪

કહેજો ત્હમે જઇ દેશ,
કાયરપણું લવલેશ
દાખે કદી નહિ દાસ,
રણભોમ વસીને વાસ." ૧૫

મરજી વિરૂધ્ધે વીર
કોઇક વળતા ઑસ,
વનરાજ શો બળરાશ
વિહરંત જંગવિલાસ ૧૬

આવે શૂરા જે પાસ,
બનતા જ તે યમ - ગ્રાસ,
થરથરે સેન ઇરાન
જ્યમ વંન વાયણ્ વ્વાન. ૧૭

કેસુ ખીલે મધુમાસ
સુરંગ દેહ પલાશ,
રક્તે ભરેલો શેર
દીપંત દારૂણ ક્રેહ. ૧૮

સુભટ લીઓનીડાસ
પૃથ્વી પડ્યો શરરાશ.
ઉછળે ઉછાળે રંગ
સ્પાર્ટા લઢે રણજંગ. ૧૯

નિસ્તેજ સેન અનંત
ઇરાનની બળભંગ
કારી જ શત્રુ ઉર
ગ્રીસ દેશકેરૂં નૂર, ૨૦

અમરી કરી સમશેર,
અમરી કરી ભૂમિ એહ,
યોદ્ધા ઢળ્યા મેદાન,
રાખ્યા અવિચળ સ્થાન. ૨૧

દેશાભિમાની દાસ,
ગ્રીસ દેશ ભાવિ આશ,
છે સ્થાન પામ્યો દિવ્ય
કરી ગ્રીસકેરૂં શિવ. ૨૨

કાર્યો જગત ઉરલેખ,
કીર્તિતણો ઉલ્લેખ,
સુવર્ણકુરે રંગ
ઝળહળે જ્યોતિ સંગ. ૨૩

૪-૫-૧૦

## જેમલ ફત્તા

મેવાડકેરી ભોમ,
જનની વીરોની ભોમ,
ઉદ્દેશ-ઉંચી ભોમ,
શૂર-નૂર-ઘેરી ભોમ. ૧

"ચિતોડ લેવું હાથ,
ચિતોડકેરો નાથ,
નમશે જ મ્હારે તાબ,"
બોલ્યો અકબર શક્ત. ૨

લેઈ મહા-બળ સેન,
શત-જંગ-વિજયી સેન,
રણ-રાસ-ખેલી સેન,
યશ-ફોરતી એ સેન. ૩

ચિતોડગઢની પાસ,
વીરરંગકેરૂં હાસ
સુણતો કવિની વાહ
ગર્જત જંગી શાહ. ૪

નાસેછ ઉદો ભૂપ
ચિતોડ છોડી ચુપ.
નાસે ન ક્ષત્રી સેન,
ચિતોડકેરી એન. ૫

જોદ્ધા અતુલિત–જેમ
મેવાડકેરી ભોમ
નમતા ન કોદી વીર.
વાદળ પડે શો શિર. ૬

રણયુદ્ધનો ઉછરંગ
વ્યાપ્યો જ અંગેઅંગ.
દીપે અખંડ પ્રકાશ
નિસ્તેજ શત્રુ – આશ. ૭

રિપુદમન દળ ખીલંત.
ચિતોડ જો ચળકંત,
જુધ્ધે ઉપડિયું સખ્ત,
ઉછળે રગોમાં રક્ત. ૮

ચંદાવતો બળમસ્ત,
રાઠોડીઆ રણુ–હસ્ત,
પરમાર ઝાલા જેમ
ચિતોડકેરી ભોમ. ૯

ઝુઝયાં પૂરે ઉલ્લાસ,
સુરધામકેરી આશ.
હે ધન્ય તું મેવાડ
જગ–વંદ્ય તું મેવાડ. ૧૦

પડીઓ સલુંબર સિંહ
રવિદ્વારમાં નરસિંહ,
ફત્તો થયો સરદાર,
સિસોદિઓ સરદાર. ૧૧

" સમશેર લોની હસ્ત.
મેવાડ એકજ વસ્ત
રાખી ઉરે સુરબાળ,
રાચ્યા રણે નિરધાર. ૧૨

ચિતોડકેરી શાખ,
લેખી લખાઇ લાખ.
ડાઘો ન બેસે લેશ
ઉજ્જવળ કરો નિજ દેશ. ૧૩

આજે બતાવો જોસ
ચિતોડ — પોષ્યો જોસ.
શત્રુ શિરે દો લ્હાણુ"
જનની વદે આ વાણ. ૧૪

કુમળાં કિશોરી અંગ,
શ્રૃંગાર રંગે ચંગ.
રણ–મસ્ત જોઇ જંગ,
દુનિયા બને છે દંગ. ૧૫

શસ્ત્રો ગ્રહે તુજ માત
વીરાંગ રમણી સાથ,
દીપી સકળ સુબોમ
વીરાંગનાના જોમ. ૧૬

રમણી પતિની સાથ
લેવા સ્વરગની વાટ,
રસથી ઘૂમે રણ — ક્ષેત્ર
છે ધન્ય જોયાં નેત્ર. ૧૭

રોળ્યાં અરિનાં અંગ
નિજ માત રમણી સંગ
આશ્ચર્ય પામી ભૂપ,
ચોંકયો અકબ્બર ભૂપ. ૧૮

મેવાડ કીર્તિ રંગ
દીપાવીને વિચરંત
દેનોતણા દરબાર
ઉજ્જવળ મુકી નિજ નામ. ૧૯

બદનૂરનો જયમલ્લ,
રણખેલડો રણમલ્લ,
બનીઓ હવે સરદાર,
ચિતોડીઓ સરદાર. ૨૦

ગોળી — વાગે અંગ
મૃગરાજ રૂડો જંગ,
શૂરવીર આઠ હજાર
ખુલ્લાં મુકીને દ્વાર. ૨૧

નિકળ્યા મચાવા યુદ્ધ.
શત્રુતણી શુદ્ધબુદ્ધ
નાઠી, અકબ્બરશાહ
ચોંકી કહે છે "વાહ." ૨૨

ઉકળ્યા કરાળા જોધ
ઉછળ્યા, વહ્યા ખૂન ધોધ,
દુશ્મન વખાણે ધાર.
મેવાડ — વિક્રમ — ધાર. ૨૩

કેરી જ કીર્તિ — અંક,
દુશ્મન ઉરે નિઃશંક,
બનીઆ અમરીઆ દેવ
ભારત — ભૂમિના દેવ. ૨૪

પ્રાતઃસ્મરણનાં નામ,
દીન ઉરકેરી હામ,
સ્મરશે જ કાળ અનંત
મેવાડભૂમિ અંત. ૨૫

નિજ મ્હેલકેરે દ્વાર,
રણ — રંગકેરો સાર
જેમલ ફત્તા કાંત
મુકનો અકબ્બર દાંત. ૨૬

રણ પોઢીઆ રજપૂત
નિહાળી વિજયી ભૂપ.
લેતો ચિતોડી દુર્ગ
વસતી વિનાનો ઉગ્ર. ૨૭

રજપૂતકેરો ટેક
નમીઓ નહિ એ નેક.
રણરંગ — પ્રેમી બોમ
અમરી રહો એ બોમ. ૨૮

૫–૫–૧૦

## હલદીઘાટ

—

ઉત્કટ સમર આતુર,<br>
વ્રત—ધીર કીર્તિ—શૂર,<br>
રણ—નિપુણ એ રજપૂત,<br>
મેવાડકેરો ભૂપ. ૧

ક્ષત્રિયકેરી એન,<br>
રવિવંશકેરી એન,<br>
ચિતોડકેરી એન,<br>
જડી ઉર એ દૃઢ એન, ૨

સંરક્ષવાને કાજ,<br>
સંચય કરે સૌ સાજ<br>
સંકટ સહી બહુ, લાજ<br>
સંરક્ષવાને કાજ. ૩

બળવંત કિર્તિ—કાંત,
દઢ—પ્રજ્ઞ એ નિર્ભ્રાન્ત.
ગજવી ઘણી રણુ—ભોમ
કરીઆ બહુ રણુ—હોમ. ૪

ડગતા નહિ ઉર લેશ
જોધ્ધા વસેલા દેશ
મેવાડ ભૂમિ માટ
સોહંત હલદીઘાટ. ૫

નિજ વંશ વસીઓ ઉર,
નિજ રાજ વસીઓ ઉર.
નિજ દેશ વસીઓ ઉર,
મેવાડીઓના ઉર. ૬

નિર્દોષ બાળા ઉર,
વીરાંગનાઓ ઉર,
રણુ—ઘેલી માતા ઉર.
મેવાડીઓનાં ઉર. ૭

રણુ—રંગના અવધૂત.
એ ક્ષાત્ર—તેજ પૂત,
મેવાડ—માતા માટ,
સોહંત હલદીઘાટ. ૮

મોગલપતિની સેન,
કીર્તિ—કરાળી સેન,
ડોલાવતી જય સેન,
ડોલાવતી અરિ એન. ૯

ભળીઆ જહીં રજપૂત
છે ધિક એ યમ—દૂત,
લજવી સુજનની કુખ,
રજ—પૂત ના, નીચ પૂત. ૧૦

ભારતતણા સંતાપ
પ્રકટયાં શું અણગણ પાપ?
જનનીસુ દેતા ઘાવ
ખેલે અરિના દાવ. ૧૧

દિલ્હીતણો દળ રંગ
સાગર સમો હુલસંત.
સલીમ જોઇ મસ્ત
ઉન્મત્ત શું રણ—હસ્ત? ૧૨

રિપુ—ધીર હરતો નાદ
વીર ધીર ભરતો નાદ,
મેવાડ લેવા કાજ,

કેવો હશે રણરંગ ?
કેવો દીપંતો જંગ
યોધ્ધાતણી વીર-હાક
વાગંત જ્યાં બહુ પાસ ? ૧૪

શિકારીકેરા સાદ
સુણીને, અતુલિત નાદ
કરતો તજી નિજ ગેહ,
યમ-મુખ આવણ મેહ ૧૫

ભરી ફાળ વનનો ઈશ,
દેખંત ચારે દિશ
વિકરાળ ખોદ ધીર
અલવાજ શત્રુ શિર, ૧૬

તેવા ચિતોડ નરેશ
દેખીજ મોગલ વેશ,
મેવાડ માતા માટ
આકુળ હલદીઘાટ. ૧૭

રણ—જંગ મ્હાલ્યું ઉર
નાચંત બનીને ક્રૂર,
કુસુમ—કુણું ઉર
વજ્રાણું બનિયું ક્રૂર. ૧૮

ઉશ્કેરવાને શૂર,
સુતું જગવવા નૂર,
રણ-રંગમાં ચકચૂર,
બોલે પ્રચંડ સૂર. ૧૯

ક્ષત્રિય શાણા પૂત,
દુશ્મનતણા યમ-દૂત,
બનશે કદી ગુલામ,
છાંડી શું દૈવી હામ ? ૨૦

યુગ યુગ પોષ્યો ધર્મ,
જુગ જુગ ઝગ્યાં કર્મ,
ઉજળાં કરે મશહૂર,
ક્ષત્રી વીરોનાં મુખ. ૨૧

છે ધર્મ-યુદ્ધ લલાટ,
એ બ્રહ્મ-લેખ લલાટ,
રજ-પૂત પૂત લલાટ,
ચળકંત હલદીઘાટ. ૨૨

રાચેછ જોઇ યુદ્ધ,
રજ-પૂત એ રણ-બુદ્ધ,
છે ધન્ય એ રણ-યુદ્ધ,
રણ-પૂત જ્યાં રણ-બુદ્ધ. ૨૩

જોવા અમલ આકાશ,
રણ-ભોમના વિલાસ,
ભારતતણા સૌ દેવ,
ઉભા જુઓ તતખેવ. ૨૪

પિતુઓ ગયા સુરધામ,
પિતુઓ પૂરા સ્થિર-હામ,
દીપંત જેથી દેશ,
કીર્તિ-અખંડા દેશ. ૨૫

જેના યશાળા લેખ,
અંકિત હૃદયે લેખ,
અંતર દૃગોથી દેખ,
જ્યોતિ-અચળ ઉલ્લેખ. ૨૬

જુએ ઉભા રહી આભ,
દિલમાં ભરી સુતલાભ,
ભાગવંત સુતના ધર્મ,
યશવંત સુતનાં કર્મ. ૨૭

ફરતી જુઓ રસવીર !
કોમળ વિલાસી અધીર,
જય જાપથી ઉરમસ્ત,
જયમાળ જેના હસ્ત. ૨૮

સુરાંગનાઓ અનેક
જોતી ત્હમારો ટેક,
કીર્તિ—વહંતો ટેક
જગને ગજવતો નેક. ૨૯

રીઝાવવા પિતુદેવ,
અહવાજ સુંદરી—સેવ,
વાળીજ દુસ્મન દાટ,
દીપાવ હલદીઘાટ. ૩૦

"જય એકલીંગી જય
મેવાડ માતા જય
રવિ—વંશંકરી જય
વિરાંગનાની જય.—" ૩૧

બોલી, કુદ્યો સમશેર
ખુલ્લી કરી, નિજ વેર
લેવાજ, દુસ્મન સેન
સંહારવા યશ—ધેન, ૩૨

ક્રોધે ભરાયો શેર
વાઘણ બનેલા જોર
જોઇ ક્ષુધી ઉછળંત
કરવા અરિનો અંત. ૩૩

ઉછળ્યા પછી રણ—વીર
" હર " નાદ ગજવી ધીર,
મસ્તાન હાથી ચૂર
કરવા જ કેસરી ક્રૂર. ૩૪

યોધ્ધાતણાં હથિયાર
ચળકંત તેજે ગાઢ,
મોગલતણા દળકોટ
ભેદીને મુક્યા દોટ. ૩૫

હટતા ન મોગલ વીર
શૈલો સમાણા સ્થિર,
ઉત્પાતવા આતૂર
વંટોળીઓ વીર ભૂર ૩૬

વહતો જ ચારે દિશ,
દળ દાનવીસુ કપીશ,
છે ધન્ય ત્હારા યત્ન
છે ધન્ય આ રણ—રત્ન. ૩૭

મોગલતણા જે ઘાવ
દેતા દિલે શર—આવ
લોહી—લુહાણો શેર
ગરજંત લેવા વેર, ૩૮

શોધેછ અધમી માન,
ભુલાવવા અપમાન,
ઘૂમે મદે ચહુ દિશ,
મેવાડ-ચેલો ઇશ. ૩૯

દેનો ત્વરાથી દોટ
સલીમકેરી કોટ
દેવા અસિનું ભેટ
રસ—રેલ કરવા નેટ. ૪૦

કુદાવીઓ તોખાર,
ચેતક નીલો તોખાર,
દેવાંશી એ તોખાર,
રણુ-ચુસ્ત એ તોખાર, ૪૧

સલીમ— વારણ —શિર,
કાપ્યો જ મ્હાવત ધીર.
સંહારવા કુમાર
ઉછળ્યો, થયો પુકાર. ૪૨

કુદી જ મોગલ સેન,
દિલમાં નહિ કંઇ ચેન,
મ્હાવત વિનાનો હસ્ત
દોડી ગયો થઇ મત્ત. ૪૩

ચૂકયોછ કેસરી ફાળ,
ઉછાળ સૈન્યે ભાળ,
અરિ–શિર–અંબુજ સેવ
અર્પે બલિ રણ–દેવ. ૪૪

સ્થિર–ધૈર્ય–વિક્રમ ભૂપ
તોડેછ દળ–તન કૂપ
વ્હેતાં જ ઝરણું રક્ત
સંતોપવા ભૂમિ સખ્ત, ૪૫

ઘરાંઓ જ દુશ્મન મધ્ય,
મેવાડ ઉછળ્યું સદ્ય
સંરક્ષવાને ભૂપ
વિકરાળ જેનું રૂપ. ૪૬

મેવાડનું શિર–છત્ર
મેવાડકેરે ભક્ત
રણ–રંગી માને લીધ,
નિજ નૃપ અગાગો કીધ. ૪૭

મેવાડ–પ્રેમી પૂત
વિક્રમ–પ્રભા અદ્‌ભુત,
મેવાડ—ભૂમિ —ભક્ત
અમરો બન્યો સુશક્ત. ૪૮

મેવાડ ઝુઝ્યું મસ્ત,
મોગલ બને નહિ અસ્ત,
રજપૂત નૂર પ્રકાશ,
ગળતીજ યવની આશ,
જયમ સત્વ પરશુરામ,
ગળતો રઘુ–કુળ–ભાણ. ૪૯

યોદ્ધાતણું શૂરનૂર,
સ્વર્ગે સિધાવ્યું ભૂર,
છોડીજ હલદીઘાટ,
સુર દિવ્ય સૃષ્ટિ માટ. ૫૦

ભારત — વીરોનો જોસ,
એ ક્ષાત્ર દૈવી જોસ,
તેજે જવલંતો જોસ,
સુરતા–વદંતો જોસ. ૫૧

રેલી ગયો મેદાન,
ભારતભૂમિનો હાણ;
મેવાડ બારે વાટ,
શીધીજ હલદીઘાટ. ૫૨

ભારત વીરોનું તેજ,
દેવેન્દ્ર–પૂજ્યું તેજ
ભારત–સુતો બહલાવ,
હે હે યશાળા ભાવ. ૫૩

મેવાડ-વ્હાલા વીર,
જન-ઉર-વંદ્યા વીર,
મેવાડ માતા માટ,
પોઢ્યા જ હલદીઘાટ. ૫૪

ચળિયું ન ક્ષત્રિય નૂર,
ડગિયું ન ક્ષત્રિય ઉર:
જનમી રવિકુળ ભૂપ,
ક્ષત્રિ શિરોમણિ ભૂપ. ૫૫

છે ધન્ય એ સંતાન,
હે ધન્ય કીર્તિ-કાંત,
ભારત જનોનો બોધ,
ઉત્કર્ષ ઓજ અમોઘ. ૫૬

૫-૫-૧૦

## શક્તાજી

સિસોદિઓ ગુરૂ-રાજ
અરિ સાથ ઝુઝી આજ,
જાતો સુવન મોઝાર,
નીલ તુરગનો અશ્વાર. ૧

દોડેછ પૂઠ પઠાણ
સંહારવા રણ-જાણ;
કરવા અમર નિજ નામ
હોંશે ન હૈયે હામ! ૨

દૂરથી જુએ આ શક્ત,
ભડવીરનો એ ભક્ત,
મેવાડનો કીધ ત્યાગ,
દિલ્હી વસ્યો જૈ આપ. ૩

બુઝે શું હૃદયે આગ,
યુગ યુગ પોષી આગ,
કર્તવ્ય-ચેતી આગ,
જેમે જ્વલંત અથાગ ! ૪

ચિતોડ ચાહી ભૂર
સંહારવા રિપુ ક્રૂર,
ગરજંત મારી ફાળ,
વનરાજકેરી ફાળ. ૫

મેવાડ-પોષ્યું રક્ત
મેવાડને અનુરક્ત
ગનતું અણીને વખ્ત.
વર્ષા જયું ભૂમિ તખ્ત. ૬

દોડાવીઓ અંકાર
વિજળી સમો તોખાર.
લેતો અનુપમ યુદ્ધ
વીર-રંગ-માતો વૃદ્ધ. ૭

દેતો અગ્નિના ઘાવ.
શત્રુતણી કરી હાણ,
જ્યમ જેમથી ખગરાજ
હંફાવતો અહિરાજ. ૮

પૂરમાં હજુએ ભૂપ,
મેવાડ-મોહ્યો ભૂપ,
ચાવંત લેવા કાજ,
અરવલ્લી-વનની વાટ. ૯

" મેવાડ તારણુ-હાર !
નીલ તુરગના અશ્વાર !
થોભો, " વદે છે શક્ત,
મેવાડ ઉર—આસક્ત. ૧૦

વાણી સુણી અશ્વાર
થંભાવતો તોખાર,
નિહાળી સુભટ શક્ત
આંખે ચઢે છે રક્ત. ૧૧

ખેંચંત એ સમશેર
સુર-તેજ-ગગ સુતેજ,
એ બ્રહ્મ-તેજ સેર
વરતાવતી અરિ કેર. ૧૨

ક્રોધે ભર્યો ભડ-વીર
જોઇ જ શક્ત અધિર
ભેટંત દોડી ભ્રાત,
રણુ—બામ—દીપ્યો ભ્રાન ૧૩

ફાટે વળગતો ભૂપ,
ફેંકી અસિ વિષ-કૂપ.
ચારે નયન મોઝાર
અશ્રુતણી બહુ ધાર. ૧૪

ભેટી રહ્યા એ ભ્રાત,
બહુ વાર ભેટયા ભ્રાત,
ખળતી ન આંસુ-ધાર,
ખાળેલ પ્રીતિ ધાર. ૧૫

" મેવાડ-કુળના ભાણુ !
ક્ષત્રિય-કુળના ભાણુ !
તુજ તેજ તપજો બામ
સંપૂર્ણ કરી આ હોમ." ૧૬

બોલ્યો વચન આ શક્ત,
પૃથ્વી પડયો ભૂપ-રક્ત
વન મધ્ય જંગી અશ્વ,
દીઠો ન બીજો વિશ્વ. ૧૭

" ભયમાંથી કીધો દૂર,
મુજ રક્ષણે આતુર,
ઉર વારિ વિના મીન
વ્યાકુળ શોકે લીન." ૧૮

અંતર ધીકે અંગાર,
દે અશ્વ નિજ અંકાર,
" હોડી દઇ ભડવીર,
તાર્યો છ સિંધુ–નીર." ૧૯

કહી છાતી લેતો ભૂપ
રણુ–બેલીઓ અવધૂત.
છૂટા પડંતા ભ્રાત
ક્ષત્રિય જગ–વિખ્યાત. ૨૦

શાહે સુણી એ વાત,
સત્યે વદી છે વાત.
છે ધન્ય શૂરવીર શક્ત
ચિતોડ — ચંડી — ભક્ત. ૨૧

૫–૫–૧૦

# ભામાશા

મંત્રી—મણિને ધન્ય,
મેવાડ—ધ્વજને ધન્ય.
વીર વૈશ્ય–રવિને ધન્ય,
એ અમર–યશને ધન્ય. ૧

વૃદ્ધાવયે રણધીર
ઝુઝંત જોબન – વીર
સોહંત શિરે શ્વેત
પ્રજાતણા શુભવેષ. ૨

નીતિ વિષે નિપુણ,
રણ—જંગ—વિદ્યા પૂર્ણ,
મેવાડ સુભટ–શ્યેન,
એ ધન્ય જોયાં નેણ. ૩

મેવાડ ઉચ્ચ પ્રદેશ,
કર્તવ્ય-પ્રેમી દેશ,
મસ્તાન પહાડી દેશ,
સ્વાતંત્ર્ય-ઘેલો દેશ. ૪

જાએ ત્યજી આ દેશ
વિદેશ, છોડી વેશ,
રજપૂત બળની સાથ
હૃદયે વસંતો નાથ, ૫

ભામો સુણી વ્યાકુળ,
જડી જન્મભૂમિ ઉર,
થાએ નહિ વ્યાકુળ
જગ જાણતો જે તૂલ ! ૬

ધાએ ત્વરાથી વૃદ્ધ
મેવાડ - પ્રીતિ - બદ્ધ,
પકડી પ્રતાપી અશ્વ,
વાણી વદે છે મસ્ત:- ૭

" મેવાડ-પાલક ભૂપ !
મેવાડના રસરૂપ !
મેવાડના શિરતાજ !
મેવાડ-રક્ષક વાઘ ! ૮

મેવાડનો શો દોષ ?
મેવાડ ઉપરે રોષ ?
ત્યજી જાય સિંધુદેશ
મેવાડ દેશ–નરેશ ? ૯

જો, જો, રૂડા આ પ્હાડ
પરચંડ પોઢયા પ્હાડ,
ઉંચાં કરેલાં શૃંગ
નિસ્તેજ આંખ અંગ. ૧૦

સુર–ભૂમિ–અધિકી ભોમ,
રણુ–રાસ–વ્હાલી ભોમ,
વિહર્યો રસીલી ભોમ,
મેવાડની રણુ–ભોમ, ૧૧

તુજ પ્રેમથી છે મસ્ત,
તુજ શૂરથી નૂર–ગ્રસ્ત,
પોપંત વીર સમસ્ત
જો, જો, થઇ છે અસ્ત. ૧૨

જાએ રસાલો કંથ
લૈ સિંધુ–દેશી પંથ,
ગયું અંગમાંથી રક્ત
જીવશે શું સ્વામી–ભક્ત ? ૧૩

મુજ પાસ વીરા વિત્ત,
મેવાડ-દીધું વિત્ત,
મેવાડકેરે કાજ,
સ્વીકારશો શિરતાજ, ૧૪

દશ વર્ષ અતૂટી ધાર
પોષે જ વીસહજાર.
ઉતરી પડો અશ્વાર
મેવાડની કરી વ્હાર, ૧૫

મેવાડનું સૌભાગ્ય
ખીલવો, વગાડી હાક,
કરી મ્લેચ્છબળને વ્યર્થ
થાશે સફળ આ અર્થ." ૧૬

બોલી, પડે છે પાય,
દૃગમાં ધસે જળ-ધાર,
પાળો થઈને ભૂપ,
રઘુરાજશો એ ભૂપ, ૧૭

વળગ્યો જ ભામા-કોટ.
આંખે છે આંસુ-ઓઘ.
વળગી રહ્યો બહુ વાર
ચિતોડનો ઉદ્ધાર. ૧૮

બોલે પ્રયત્ને ભૂપઃ-
"મેવાડ રત્ન અનૂપ,
મુજ ગર્વ ઉતર્યાં આજ
મેવાડ ! ત્હારે કાજ.
ભામે દીપાવી કુખ,
ઉજળું કર્યું તુજ મુખ. ૧૯

આવા વસે જ્યાં વીર
મેવાડ-પ્રણયા વીર,
શત્રુતણી છે હાર
છે દેશની પૂરણહાર." ૨૦

૬-૫-૧૦

## વેલી

પ્રિયે ! સંસારના સોટા
પડ્યા જાયે શિરે મોટા,
લગારે ના ગણું હું એ,
અને વ્હાલી ! દુઃખી તું શે ? ૧

તું તો નાજુક કોડીલી
રસે પોષી, રસે ખેલી,
શિરે ત્હારે હું છું છાયા,
છતાં કાં શૂન્ય આ કાયા ? ૨

નિવારૂં ચંડ સંતાપ
ગગન ભેદી મહા કાયે
સમીર ના હસ્ત હું બાંધું
અલૌકિક જોમની સ્હાયે. ૩

થયો ઉન્મત્ત જે મદમાં
રવિ છાયે વધ્યો કદમાં
ઝંઝાનાવા વીર જે ગાજે,
ફુંકી વિદ્યુતના વાજે. ૪

ભરે લાંબી શરી ફાળો,
(પ્રલય કાજે શું એ આવ્યો ?)
કળાંતા મેઘનો ત્રાસ
હરી, એને કરૂં દાસ. ૫

છતાં નિસ્તેજ તું વ્હાલી !
જીવન–રસ તંન છે ખાલી,
ત્વરાએ ઉર દે ખોલી,
ઉંડી વાતો તું દે બોલી. ૬

બધા આ યત્ન છે વ્હાલા !
જડાયા ઉરમાં મ્હારા,
પિયુ સંતાપ જે સ્હે છે
પ્રિયાને દુઃખ ના દે તે ! ૭

પિયુના તાપ હરવાને
જડયાં છે બંધનો સાથે,
નિરાશા દૃષ્ટિએ રોજ
પડે છે, બહુ કરૂં ખોજ. ૮

હરે છે તેજ એ મ્હારૂં,
જીવન–રસ–શુષ્ક તેથી હું,
અભાગી દુઃખભાગી ના
તપે રસ–લાડીલું ઉર ના ? ૯

૨–૫–૧૦

# સરલા

કેવી રમે છે રમ્ય બાલિકા રે લોલ !
વ્હાલી ! સુરૂપ-તણી સેર જો,
કેવી રમે છે રમ્ય બાલિકા રે લોલ ! -કેવી-૧

મંજુલ સૂર ગાતી ગીતડાં રે લોલ
વેરતી પ્રમોદની મહેક જો
નાચી કુદીને ગાન તાનમાં રે લોલ -કેવી-૨

નેણાં જે અગી થકી હારતી રે લોલ
બંધાઇ સ્નેહતણે બંધ જો
કેવી ખાલી છે હરણી સાથમાં રે લોલ -કેવી-૩

પ્રીતની ઉછાળ બાળ ઉરમાં રે લોલ
વર્ષાંસુ વારિતણું જેમ જો
ભેટીને લે છે હરણી બાથમાં રે લોલ —કેવી-૪

ચુમે છે ભાન ભુલી ભાળમાં રે લોલ
મનની માનીતી ગાનલીન જો
હૈયાંના હાર જાણી હર્ષમાં રે લોલ —કેવી-૫

નિર્દોષ પ્રેમ-ભરી આંખડી રે લોલ
મીઠાં મધુર દીલ-દાન જો
આનંદ-રંગ અંગ અંગમાં રે લોલ —કેવી-૬

શીળી સુપ્રીતિ સર્વ સ્થાનમાં રે લોલ
ભરી છે હૃદયતણી ભેટ જો
મ્હાલવા ઉમંગે મનુ-બાળને રે લોલ —કેવી-૭

૨-૫-૧૦

# પ્રેમ

આજે રંગ-ભર્યાં, પિઉ રંગ-ભર્યાં
આજે રંગ-ભર્યાં, પિઉ રંગ-ભર્યાં.
કેવા રંગ અનંગ અનંત બન્યા ?
આજે રંગ-ભર્યાં, પિઉ રંગ-ભર્યાં. ૧

કુંજ-ખીલી રહી છે વસંત-ઋતી
રસ-કેલિ લીએ રસીલી યુવતી
ઉર આતુરતા પ્રકટાવે પતિ,
આજે રંગ-ભર્યાં, પિઉ રંગ-ભર્યાં. ૨

કેવી સંગીત રેલ વને ભરતી
રસ-સુંદરી શું રસ-રાજ તણી ?
તું તો તરુણ હૃદયના હૃદય છે જડી.
આજે રંગ-ભર્યાં, પિઉ રંગ-ભર્યાં. ૩

શૂન્ય-તેજ હતાં જે પતિ-વિરહે
તે આગમન સુણીને ઉમંગી બને,
પ્યારો મનમાનવા વન સજ્જ રહે.
આવે રંગ-ભર્યાં, પિઉ રંગ-ભર્યાં. ૪

જો જો તરવરતી અહિં ગુલછડી,
કેવી શાંત બની જો ચમેલી ખડી?
કેવી દીપતી હાર ગુલાબ અલી?
આવે રંગ-ભર્યાં, પિઉ રંગ-ભર્યાં. ૫

અંગ રંગ-ખીલી અતિ મુક્ત લતા
નવ-યૌવન-તેજ-બળે મુદિતા
પ્રીત-ગ્રંથી રચંતી કળા-નિપુણા.
આવે રંગ-ભર્યાં, પિઉ રંગ-ભર્યાં, ૬

શો આ આમ્ર અહિં પરિમળ-ઉભર્યો?
જે અશોક તજી શોક મોદ-ભર્યો,
ચંપ વરણાગીથી તું સુહાગી ઠર્યો.
આવે રંગ-ભર્યાં, પિઉ રંગ-ભર્યાં. ૭

પ્રેમ-ઉલ્લસિતું જગ-જીવન આ,
પ્રેમ નિર્ઝરતો ધરણી શુ સુધા,
પ્રેમ યૌવન-દેવ વર્યો વસુધા.
આવે રંગ-ભર્યાં, પિઉ રંગ-ભર્યાં. ૮

૨૬—૪—૧૦

# અમે

અમે વસીએ સુવન,
નહિ સુકુમાર તન,
અમે અણઘડ મન,
તમ જ્ઞાન છે અમ વિષ-રસ પાન. ૧

ફૂલ ભ્રમરનાં ગીત
રૂચે હૃદયે અચીત.
ચરતાં હરણાં સરિત
અમ મિત્ર રે, ગમતાં નહિ તમ ચિત્ર. ૨

કુણાં તરૂતણાં પાન
દેતાં દિલને આરામ,
રૂડાં કોકિલ ગાન
દેતાં સાન રે અમ બાળક ઉર. ૩

રૂડું વનનું ભ્રમણ,
રૂડું વનનું રમણ
પશુ પુષ્પ વિહગ-
તણા સંગ રે ઉરે આનંદ અંગ. ૪

નહિ કુટિલ કુરીત,
જાણું જુલમ ન ભીત,
શુભ વિવેક — રહિત,
પ્રેમમગ્ન ઉલ્લસિત,
નહિ છંદ ભ્રમિત,
આ જીવિત રે જગ—કૌશલ્યહીણ. ૫

ગાતા પ્રભુની પ્રવર
ગાતાં રાત્રી વાસર
પ્રાણી સકળ સુસ્વર,
શાંતિ દેતી ઉરતાપ વિદાન. ૬

ફાવે સરળ ચરિત,
ફાવે વનતણી રીત,
પ્રેમ અર્પણ કીધ
જો જીવિત રે વસ આશા અહિંજ. ૭

માર્ચ, ૧૯૧૦

## " હું "

( રાવણ અને વિભીષણનો સંવાદ )

સન્ધ્યા સમે ત્રિભુવન ભૂષણ
ભવ્ય લંકાનગરના

ઉપવન મહીં,
નીલમણિ તણી
એકક રૂડી
છવિ ઝગમળી,

શોભંત શું રાવણ અને વિભીષણ તણા સુસ્પર્શથી
ખીલંત શું ખરી ખૂબીમાં કાં વિરલ નવલા હર્ષથી. ૧

સંધ્યા અલૌકિક તેજમાં,
અનીકની ઉભી સ્હેજમાં,
આલોકની વિભૂતિ શું એ ?
સુરલોકકેરી દ્યુતી એ ?

શા તરલ મંજુલ ભાવથી મનહરી તરલા નાચતી,
આનંદ મગ્ન વિચારમાં સુજન ઉરો ડુબાવતી. ૨

શ્રાન્ત વિહગો શાન્ત છે,
ક્લાન્ત તરૂ દુઃખાન્ત છે,
ભ્રાન્ત અલિ વિશ્રાન્ત છે,
શાન્ત સર્વ કાન્ત છે.

સુકુમાર ક્રાન્તિ શાંતિની સંધ્યાને ખોળે ખેલતી,
રાવણ તણા વિશાળ વક્ષે રસ અનેરો રેલતી. ૩

એવં નિખિથી પવનની
ગતિ એ છે શું ગજગમનની
શીતલ કરે નાજુક તને
લહરીની લીલા થનથને,

ત રૂ વા સ માં,
ફૂ લ વા સ માં,
આ દિશમાં,
ચહુ દિશમાં,

ભ્રમણ કરતી બાળ એ નિર્દોષ રમ્ય વિલાસથી,
શ્રવણ—પટ ભેદી રહે હૈયે અમોલાં હાસ્યથી. ૪

લીલા લહી અંતર મહીં કો વીર મુંગો રહે કદી ?
લીલા લહી અંતર કદી મુગ્ધું રહે મુગ્ધું કદી ?

શ્રવણ સુલીલા વિહરતો,
માનસ મહીં નિવાજતો,
કંઇ બ્રાતને બોલાવવા
દાંભિક વચન ઉચ્ચારતો, ૫

"જો ! જો ! વીરા ! આ મારુત,
પ્રગતિવતો બળ સંયુત,
સુધીર વિનયે શું નત ?
દાસત્વમાં કેવો રત ?

તરુવરતણી શાખા સુરંગી વાંસળી શું બજાવતો,
ને શ્રવણ સુખકર સુરથી સુગાન એ આલાપતો. ૬

બાળો ઊંડા વારિ મહીં,
નિધિ દેવ અનુચરતા અહીં,
નિજ નીર બેસ શું લહી,
સૌજન્ય રંજન દિસ ચહી,

આનંદથી શુચિ વિચિ કેરો નાચ એહ સજાવતો,
આવો રૂડો સેવક નહિ સ્વામી હૃદયમાં ભાવતો ? ૭

વન્હિ નહિ પાછો પડે,
( સુરતેજ શૂરમાં નહિં ચડે ? )
કદી હામ એની નહિં ખળે,
જો તિમિરરાશિ એ હણે,

સુતેજ પુંજ વીરા પલકમાં ભુવન તેજે પૂરતો,
શાબાશ! અગ્નિ ધન્ય છે, ઉરને અહોનિશ રીઝતો. ૮

સુકોમલાંગી મહી રૂડી
જે હાથ જોડીને ખડી,
" આજ્ઞા કંઇ, આજ્ઞા કંઇ, "
દિન-રાત પુછે સજ રહી,

જે નયન પહોળું થાય તો ત્રાસે બીચારી થરથરે,
ખૂબ ખંતથી બહુ ચિંતથી નિજ કર્મમાં રતિ એ ધરે. ૯

નહિ ભાગ્યશાળી આપણે
અનુચરો આવા આંગણે?
નહિ ધન્ય આવી શક્તિને?
નહિ ધન્ય શક્તિ-સ્વામીને?

રાવણ વદેલા શબ્દ સુણી ક્રોધાગ્નિની જ્વાળા ઝગે,
ઉદ્દામ તિગ્માંશુ સમી વિભીષણ શરીરે રગરગે. ૧૦

શો ગર્વ આ, અભિમાની ઓ?
નહિં ગર્વ અહિં કોનો રહ્યો,
જે ગર્વ દુઃખની ખાણ છે,
જે ગર્વ નર્ક સમાન છે,

માટે કુટિલ વિચારને વિદાય અંતરથી કરો,
અભિમાન છોડીને વીરા ચીરકાળ સુરલોકે ફરો." ૧૧

રાવણ હસીને બોલતો,
સ્વર્ગિય દ્વારો ખોલતો,
" અભિમાન ના આ ગર્વમાં
છે જ્ઞાન કાં, સુખ સર્વમાં,

અજ્ઞાન ત્હારૂં ગાઢ છે કાયર કરે વીર—વાનને,
તું શક્તિ ઓછી જ્ઞાન પામે, ગર્વ નજીકે જ્ઞાન છે." ૧૨

" અભિમાની તું શું જ્ઞાની છે ?
શું સર્વ શક્તિ ત્હારી છે ?
અભિમાની અંધા કોણ તું ?
બળ કાગડિયું ભાસતું ! "

અજ્ઞાન—વંઠ્યા વીરની મનમાં દયા કંઇ લાવીને,
ઉચ્ચારતો વચનો ઉંડાં રાવણ પ્રશાંતિ પૂરા ઉરે. ૧૩

" તું આત્મને જાણે નહિ,
નિજ શક્તિને પ્રીછે નહિ,
તુજ મર્ત્ય આંખે રાવણો,
ખરુ દિવ્ય આંખે દિવ્ય જો.

સૌ આત્મ છે, હું એજ છું, હું દેવ છું, હું તેજ છું,
હું બ્રહ્મ છું, પરબ્રહ્મ છું, હું નેતિ નેતિ હું જ છું,
અવિનાશી હું છું અજર અજ ને અંત મારો નાકદી,
કહે છે ઘણાંઓ અકળ હું છું ગમ્ય સર્વ જગે સદી." ૧૪

## કોયલ

ભેદી ભાવ—ભરી મદ–માતી કોયલ વાતડી જો,
સુર—કુળ જાતડી જો,
વાણીમાં ખડી જો,
ભેદી ભાવ—ભરી મદ–માતી કોયલ વાતડી જો. ૧

તપે છે પ્રચંડ તરણી-તાપ
રસ સુકાવે, રસની માત !
ધન્ય તુજ રસ-ઝરણાં અમાપ
તરંગ જ ગંગના જો.--ભેદી ભાવ—ભરી—૨

તુંથી તરૂકુંજ વન વિશાળ
લસે છે કેવું નીલ હરિયાળ
સોહતું ગગન વિશદ સુપ્રભ દિનમણિના સંગમાં જો.
ભેદી ભાવ—ભરી—૩

બન્યાં જે પશુ પંખી દુઃખ-વ્યસ્ત,
પ્રણય-રાગે ખીલ્યાં છે મસ્ત,

અરણ્યે રઘુવરકંકર રૂપ રહી સતી સંગમાં જો.
ભેદી ભાવ—ભરી—૪

ભુલાવે જન-મનના સંતાપ,
હૃદય રેલાતું આપોઆપ,

ભાન—ભુલેલો શું ભુજંગ ગાન ઉમંગમાં જો.
ભેદી ભાવ—ભરી—૫

સુણ્યાં બહુ વેળા ત્હારાં ગાન.
અહા ! એ નવિન નવિન જ ગાન,
દીએ પળ પળસુ અલૌકિક ભાન,

બનાવી જનને રસબસ લાવી અલક્ષ્યજ લક્ષમાં જો.
ભેદી ભાવ—ભરી મદ-માતી કોયલ વાતડી જો. ૬

હૃદયમાં આ ઘડી જો,
હૃદયમાં રહે જડી જો,
હૃદયની આંખડી જો,

ભેદી ભાવ—ભરી મદ-માતી કોયલ વાતડી જો. ૭

૧૯-૬-૦૭

## આંતર્શકિત

આ જગ અને જળનો નિધિ
સરખી દિસે કૃતિઓ, વિધિ!
તોફાન જેવું જલ વિષે
તોફાન એવું જગ વિષે.

નાના જીવો સંહારીને ત્યાં મગરમચ્છો હસતા,
નાના જીવો રીબાવાને અહિં રાક્ષસો મન રીઝતા. ૧

નહિ વિરમશે તોફાન આ ?
કદી શાંત નહિ જગ નિધિ આ ?
શું ઈશ નહિં શાન્તિ કરે ?
નહિ શાંત દેવ-પતિ રહે ?

શું પ્રેમ આવો બળ—નિધિ સુર—દિવ્ય સૃષ્ટિની રજત
તેને નહિ શું કાપશે આ ભુવન જીવનની કજત, ૨

ભૂખ—તૃષ્ણા સૌ સંહારીને,
કૂડ કામ ક્રોધ દબાવીને,
આધિ ઉપાધિ ટાળીને,
સર્વત્ર સમતા ચાહીને,

નિજ પ્રીત—દૂતી પોષીને આ અખિલ ભુવનના ઉરે,
મંગળમયી સૌ શ્રેય કરતી બંધુતા વિસ્તારીને? ૩

ઉર ફિકર આજ ભવિષ્યની
નિષ્કામ નહિ જગવું અહિં,
હું તો દબાવીને વ્યથા
કહું આત્મજીવનની કથા.
ધન-રાશિ મ્હારો અખૂટ છે,
બુદ્ધિબળે મન પૂર્ણ છે,
છે જોસ સારો તન વિષે,
જગવાસ માટે ખામી છે?

મુજ બુદ્ધિબળથી રિઝવવા ને ખીલવવા સૌ જીવને,
બહુધા પ્રયત્નો મ્હેં કર્યા ઉરમાં ભરી સૌ શિવને. ૪

ધન-રાશિ મ્હેં નહિ જાળવ્યો
આ જગ મહીં સુખ સ્થાપવા,
નિર્ધનતણી મઢુલી મહીં
દારિદ્યનું દુઃખ કાપવા,

વૈભવ વિલાસો દૂર કરી આ હૃષ્ટપુષ્ટ શરીરની
જન—સુખને મુજ સુખ ગણી દરકાર કોદી નહીં કરી. ૫

શાંતિ જગે વિસ્તારવા,
છે અનેક મ્હારા યત્ન આ,
મુજ ઉર શાંતિ વાસવા,
છે અનેક મ્હારા યત્ન આ;

તો પણ અરે કુટિલ જનો શુભ શાંતિને સંહારવા,
કટિબધ્ધ દિસે નહિ હડે અંતર મ્હને રીબાવવા. ૬

"અજ્ઞાની આ ઉડાઉ કો
નિશ—દિન કેવો ભટકતો ?
નિજ સ્વાર્થને છુપાવીને
એ ધૂર્ત કેવો ફાવતો ?"

એવાં કટુ વચનો ઘણાં મુજ વિષયમાં ઉચ્ચારીને,
તુચ્છકારતાજ સમાજમાં ગુણ—દુર્ગુણો ધિક્કારીને. ૭

છે ઉર કોમળ માહરે,
નહિ ગાળ આવી સહી શકું,
અધ-મુઓ બનતો આકળો
વિકળો બનીને હું ચહું

કો સ્થાન એવું રમ્ય જ્યાં એકાંતમાં હું વિરમીને,
મુજ ચિત્તને બ્હેલાવું કાં નિદ્રાપ સાથે લાડીને. ૮

હું એક દી બપોરીએ
રવિ ઉગ્ર બનતો જે સમે
માણસ અને પશુ પક્ષીઓ
નહિ ભ્રમણની હિંમત કરે,

સંતાપની કુડી ઝાળથી અળગણી સૂરજ તાપને.
નદી તીર વિચર્યો ઝટ જલતટ શુધ્ધ શાંતિ પ્રદાન દે. ૯

સુંદર શ્રીએ સંક્રાન્ત છે
નિકુંજ આમ્રતરૂતણો,
સુધામ શીતળતાતણું
જ્યાં ગાન ધ્વનિ ગાજે ઘણો.

આનંદને રૂહેવાતણું શું સ્થાન સૃષ્ટાએ રચ્યું?
નિર્દોષ ગમ્મત—નાચ—સૂરે સ્થાન જો એ રચ્યુપચ્યું. ૧૦

સંતાપ તાપે તાવિયું
મુજ ઉર કુદવા લાગિયું,
તરૂ પંખી સાથે રમણ કરવા
વેગથી ઉદ્યત થયું.

લહરીતણી શુભ અસરથી શીતલ થઈ પ્રમુદિત બની
કમનીય નવજળ કમળના વિહારને શું અનુભવી. ૧૧

રાચી બહુ અંતરમહીં,
મૃદુ ઘાસ સરિતાના તીરે

ઉગ્યુ હતું તેની રૂડી
શૈયા બનાવી સત્વરે,
કરીયું શયન દુઃખ શમન માટે દાનવી ચિંતા હણી,
મુજ શાંતિ કાજે સૃષ્ટિની લીલા સુરસવંતી બની. ૧૨

નિદ્રા સુનયનો ઢાળતી,
સંતાપ—જ્વાળા ટાળતી,
થાકેલ જગત—પ્રવાસીના
ઉરમાં અમી રેલાવતી,

અવનવી સૃષ્ટિ રચી કરી ખૂબ સ્વપ્નમાં ખેલાવતી,
જનિતા પ્રીતિ પૂર પારણે નિજ બાળને હેલાવતી. ૧૩

એવ તરૂની શાખમાં
સુધા શિકર ઉછાળતો,
શુભ શાંતિ ગુણે શોભતો,
મૃદુલો ધ્વનિ ઉદ્‌ભાસતો,

આ લોકમાં જોતો હતો એવો નહિ એવો નહિં,
આ દિવ્ય મંજુલ નાદ આ લોકી ન સુર—લોકી સહી. ૧૪

“ નિરાશ ના થા માનવી !
કુજન તણી કુડી ગાળથી,
તન—મન—ધનથી પાપજે
દુઃખિયાં જનો સંભાળથી.

આ લોક જે સંચલિત છે.
કુડ સર્વ જે જે ચલિત છે.
સુકર્મ ત્હારાં નિત્ય છે,
સુધર્મ એતો અચળ છે.

એ કર્મ ત્હારો ધર્મ છે ઉરમાંહી નિશ્ચળ સ્થાપજે,
ખૂણે ખૂણે જઇ વિશ્વના તું કર્મ—ધર્મ ગજાવજે. ૧૫

ઓ કર્મ-વીર! તું ધર્મમાં
નિમગ્ન થૈ પ્રભુ—અંતરે.
કુડાપણું દરકાર ના,
કુડાપણું સંહારજે.

તુજ તેજધેરાં અમી—અતુલ આંતર દગો ઉઘાડજે,
ને નિત્ય—વિજયી શક્તિ આ અંતરતણી નિહાળજે." ૧૬

ઝબુકયો તરૂ ચમકાર કાં,
રવિ આભમાં આભો બન્યો,
મુજ હૃદય આભ વિષે વળી
જ્યોતિ પ્રભાભર ઉદ્‌ભવ્યો.

અંતર દગો મુજ ઉઘડિયાં એ તિમિરભેદી તેજથી,
અંતરતણો ભંડાર છે મુજ ઉર પ્રકટયો તેજથી. ૧૭

૧૯૦૬

## રમણી

શાન્તિ-સોહ્યો અભિનવ કુંજ,
લીલાથી લીલો રસ-કુંજ,
ઘેરી લાગી પાદપ-છાય,
વિરામવા હૈયું હરખાય. ૧

કુણાં પત્ર થકી કમનીય,
મંજરીથી વાસિત અતીવ
રસાળ છે, વિહંગમ વાસ,
બેઠી બાળા ત્યાં મધુ-માસ. ૨

છૂટા છે સુંવાળા કેશ
ફરફરતા લ્હેકાથી લેશ,
નયન ઉમંગી લજ્જા-યુક્ત
હાસ્ય-ભર્યાં ચિંતાથી મુક્ત. ૩

સ્ફુર્તિવાળાં જેનાં અંગ,
નસનસમાં ઉછળે નવરંગ,
જોઇ જંતનતણા ઉરમહીં
પ્રીતિઝરણ ઝરંતું સહી. ૪

અમલ દૃષ્ટિ હરિણીના તુલ્ય,
હેતી એ આનંદ અમૂલ્ય,
વાટ-ચુકેલો ચારે દિશ,
ભટકી આવ્યો બાળ સમીપ. ૫

કળીને મ્હારા તનનો થાક,
બોલી બાળા મંજુલ વાક,
" વિસામો, દિમાળી છાંય
તરસ્યા, પાણી લાવું કાંય ? ૬

પાસે અંતરમાં છે કુવો
અમૃત-મીઠા એને જુઓ
શીળી શીતલતાથી ઠરો,
શાન્ત બની વાટે વિચરો " ૭

ઉડી શાણી સીતા શાંત,
આનંદે ઝળકી છે કાંત,
નલના ખોળે ખેલી ખેલ,
શુક્ર સગી બાળા ખીલેલ. ૮

દોડી, મલકાયું શું વચ્છ ?
પલાશનાં પત્રો લે સ્વચ્છ,
કુળા કરથી કરતી દ્રોણ,
શિક્ષા એ ઓછો છે દ્રોણ. ૯

ગાતી ગીતડાં લેતી ડોલ.
પાશી પાણી વ્હે અણમોલ,
ગાયન-મીઠું વારિ અહીં
દે લીલા-લાવણ્યે ભરી. ૧૦

લલકાર્યું બેસીને ગાન,
સુણી ગાંધર્વી ભુલે ભાન.
વિપિનને જગવંત અવાજ
મધુરો મ્હાલંતો સાજ. ૧૧

સુણી સળક્યાં સુનેરાં વિહંગ,
વાધ્યો વૃક્ષોમાં ઉછરંગ:
વન પણ સુણવા બન્યું ચકોર.
મેઘાડંબરથી શું મોર ? ૧૨

ઠંખ્યાંવાળી કોયલ કંઠ
ભરીને કાઢયો સુરસ ગ્રંથ,
ચઢયું પછી બાલાને તાન,
“ મુકાતું કોકીલા માન.” ૧૩

કરવા લાગી "કુ" "કુ" નાદ,
ભરેલ કંઠે છે સુસાદ,
કાઢે કોકિલ "કુ" "કુ" બોલ,
બેઠો હુ ભુલંતો તોલ. ૧૪

"કુ" "કુ" રમણીની રસ-વાણ.
"કુ" "કુ" કોકિલા કેરૂં લ્હાણ,
બેના શબ્દો સ્વર્ગિય જાણ,
માનું બંને કળા-સુજાણ. ૧૫

બંનેની વાણી છે એક,
જુદી પાડી શકુ નહિ નેક,
રમણીને કોકિલા ગણું,
કોકિલા શું રમણી ભણું. ૧૬

ચાલ્યું ઘડી બે સુધી ગાન,
ચોંટયું ત્યાં અંતરનું ધ્યાન,
જગનાં દુઃખડાં દારૂણ શોક,
સૂરજથી ધુમસડાં, કોક. ૧૭

સરતી મંદ ભરીને ગાન,
રગરગમાં રમણીની વાણ,
નિરવ મધુરા ગાયન-તાર,
અનુસરતા ઉરના ધબકાર. ૧૮

ઉર્વીથી ઉંચો હું થયો,
પાંખ વિહોણો પવને વળી,
સૃષ્ટિ અવરતણા ઝબકાર,
પેખ્યા પાંપણના પલકાર. ૧૯

ઉર્ધ્વગતિ, નહિ કાં અવરોધ,
અદૃશ્ય દીઠ અલૌકિક લોક,
દર્શન આ જીવનનું લ્હાણ.
રમણી કોકિલની રસવાણ ૨૦

૧૯૦૫,

✱

## કોકિલા

છુપી આમ્ર તરૂવર અંતર
કોયલ કારમી રે લોલ,
કરતી મધુર મધુર ટુહુકાર કે
હૃદય રહ્યું રમી રે લોલ. ૧

ધીમે ધીમે ચઢતી ટોચ કે
ગાયન—તારમાં રે લોલ,
અમી વરસાવે આઠે દિશ કે
રસ એભાનમાં રે લોલ. ૨

ઝાંખી ત્હારી કરવા કાજ કે
આંખ ઉંચે ફરે રે લોલ,
મોહનમંત્ર સમાં તું બોલ કે
દિલડામાં ઠરે રે લોલ. ૩

દિસે નહિ તું ગાયન જાણુ કે
વાણુ અદશ્યની રે લોલ,
જગના ઉર જગવતી જેમ કે
ભવ્ય કુશા ભણી રે લોલ. ૪

શીળા નિકળતા સૂર સૌમ્ય
અમર વંસી તણા રે લોલ,
સુણવા તરૂવર ગહન અવાજ કે
આતુરતા ભર્યા રે લોલ. ૫

કેમ ઉભી રહી? ગાયન સરિતા
સત્વર નિર્ઝરે રે લોલ,
અવનવી સૃષ્ટિ નયન સમીપ કે
રસભર તરવરે રે લોલ. ૬

ભરી ભરી કંઠ નીકળતી સેર
અકળ બળ શું લહી રે લોલ,
વાણીની રસબોળી ધાર
સુરતા શું વહી રે લોલ. ૭

શોભા વસંતની વાધંતી
તે તું ગાનથી રે લોલ,
અજબ મદન જે અવની માંહી
તે તું ગાનથી રે લોલ. ૮

જોડે મનુજ  જીવન સુર જીવન
                    ત્હારાં  ગીતડાં  રે  લોલ,
બનતાં રમણિય સ્વર્ગ સમાન જ
                    પાર્થિવ  ચિત્તડાં  રે  લોલ.     ૯

વસંતો  ગઇ  કોકિલા  સુણી
                    નહિ  કો  તું  સમી રે લોલ,
ઝુકાવ્યો  છે  અદ્દભુત  રંગ કે
                    રાન  પડ્યો  રૂમી  રે  લોલ.     ૧૦

અંતર  આંકયા  છે  લલકાર કે
                    શાશ્વત  સત્યના  રે  લોલ,
બંધન  રૂંધન  સઘળાં  દૂર  કે
                    સત્યની  મત્યમાં  રે  લોલ.     ૧૧

૩૦–૩–૦૪

*

## વસંતપ્રભાત

વ્હાએ પવન વને સ્વચ્છંદ<br>
પરિમળ મધુર લઈ ગતિમંદ,<br>
નાચે પત્રો પ્રમુદિત મસ્ત,<br>
શિશુઓ શોભન રમણે ગ્રસ્ત. ૧

તરૂનું નૂર, રવિ રસકાન્ત,<br>
સ્વર્ગિય તેજ ભરે આક્રાન્ત,<br>
સુંદરતા વિકસી સુવાસ,<br>
વદન વસંતું અકળિત હાસ. ૨

વધાવતાં ફૂલડાં શું વસંત,<br>
પ્રેમળ જ્યોતિ ઉર ઉલ્લસંત,<br>
ગંધ ઘેરતું ભ્રમતું મંન,<br>
ગગને સારસ ને જયમ ધંન, ૩

ગુલાબ, ચંપક ચારૂ, બકુલ,
મોગરડો ગરવો ને ગુલ,
કેસુડી, ફૂલ્લે રસવંત
વિયોગી બાળા ભેટી કંથ. ૪

કેવા સૂર ? વિલાસી ગાન,
ગાતાં વિહગો રસમસ્તાન,
છુપાઇ તેતરના ટુહુકાર,
ગાયન પ્રતિગાયન શ્રીકાર. ૫

પોપટ ચકલી કાબર ડાળ
ઝુલી ઝુલી ખાલે દઈ તાલ,
રંગરાગ પ્રસરે પ્રત્યંગ,
ખેલે મસ્ત વધે ઉછરંગ. ૬

અદ્ભુત સૃષ્ટિ દૃષ્ટિ જુએ,
અકલતણો સંશય તે ખુએ,
આંખ–કાન–હૃદયે રાચંત
દ્વૈતવિહોણો પરમાનંદ. ૭

૧૮–૨–૦૪

## કોશીઓ

કયાંથી સરતો રસપૂર સૂર
મોહ્યું મનડું ગાંડુતૂર,
ભટકી આવી કલ્પ અનેક
કરતું, દિસે ના ગતિ નેક. ૧

હોએ શું વનદેવી અવાજ?
હોય અપ્સરા શું સજી સાજ?
બ્રહ્મબાળ મ્હેલંતી હોય
વસુધાવાડી ખીલંતી જોઈ? ૨.

રસ-કસ-મયી ભૂમિ એકાંત,
મ્હાલે અન્નપૂરણા અહિં શાંત,
વળી જ્યાં થંડા વાયુ-વિલાસ,
મધુરતાનો ના હોય વાસ? ૩

વિશાળ વાધેલો છે નિંબ
આખો દિ ભાળે રવિબિંબ,
નીચે કૂપ શીતળ ભંડાર,
કોશ કોશીઆકેરાં ગાન. ૪

ઉદ્યોગે કેવું છે તાન !
ગાયનથી ચોંટયું છે ધ્યાન,
ભાન વસ્યું છે એકજ વસ્ત
હોયે નહિ આનંદે મસ્ત ! ૫

હાંકી બેલ કરે લલકાર,
ધોરી ધારે નહિ કાં ભાર,
ગાને ધ્યાન, નહિ કાં થાક,
ઉત્સાહે બળ દિસે અથાગ. ૬

ઉભાં શાંત ઉમંગી ઝાડ,
ગાયનસુ ગાઢું છે લાડ !
જો ! જો ! ચુપ છે વંનવિહંગ
આતુર ભોગવવા નવરંગ. ૭

બની સુશાળો ગતિએ ધીર
મારૂત ગ્રહતો ગાયન ગિર,
વનડું જો છે રેલંરેલ
ગાયનથી દશ દિશ ભરેલ. ૮

ઘેલો થઇ બનતો મસ્તાન,
ચઢી કલ્પના શું તોફાન ?
ઉર-કોર્યા એના લલકાર,
દૈવી બળાંકેરા ભણકાર. ૯

ગાયન-પૂર ગુંજે છે વંન,
ગગન-વિહાર કરંતું મંન.
ઉડતું જાણે સુર-પુર ભણી,
નિજની સૃષ્ટિ લૈ સહચરી. ૧૦

૧૬-૧૧-૧૯૦૩

*

## વિમળા

કમળ સમી સોહંતી કાય,
વિમળા ધીરે સૂરે ગાય,
મનહર મુખડે રાજે હાસ,
ઉન્હાળે રવિમાં ઉલ્લાસ. ૧

ભાળી ફૂલડાં વાડ ખીલેલ,
મલકયું મુખડું મોદભરેલ,
હરણુ બાળ સમ ભરીને ફાળ,
આવી જ્યાં ઝળકે ફૂલઝાલ. ૨

સુંદર સુમનો વીણુતી જાય,
નૂતન રંગે દિલ દોલાય,
ગણુગણુતી રીઝવતી ફૂલ,
ઉડાવી અલિઓ બન્યા પ્રફુલ્લ. ૩

ભમરા ભમતા વિમળા શિર,
બાળા લેખવતી ન લગીર,
ઉડી ગુંજી બેસે છે તંન,
ધ્યાન-મસ્ત વિમળાનું મંન. ૪

કરી એકઠાં કુસુમો હાથ,
ગણુગણુતા ભમરા લઇ સાથ,
ગઇ વિમળા લીમડાની પાસ,
અંતિક બાળાનો આવાસ. ૫

ઝરમર ઝરમર વરસે મેઘ,
વિમળા છે આનંદી છેક,
હોંસે લેતી ભીની ધૂળ,
કરતી દેરાં શું અણુમૂલ. ૬

બેસાડી રૂડેરા શિવ,
નાજુકડું મુખડું છે દિવ્ય.
ચઢાવતી પુષ્પો બે હસ્ત,
મોદે બાળા બનતી મસ્ત. ૭

મુખડે વારિતણાં છે બુંદ,
વાળ ઉપર મોતીના ચંદ,
થયું ભીનું તન, છે વરસાદ,
નહિ ધીમો ગાયનનો નાદ. ૮

ગાતા પોપટ ઝુલતી શાખ,
ચીલ્લીની ચારૂ છે વાકૂ,
કાન વિંધતા કાબર સાદ,
ભિન્ન ભિન્ન વનકેરા નાદ. ૯

ભળી ગયા વિમળાના સૂર,
ગાચ્યા સામો શું મહીં ઉર ?
શબ્દ એક ઉડતો બ્રહ્માંડ ?
શબ્દ બ્રહ્મ ભરતો બ્રહ્માંડ ? ૧૦

૧૫–૧૦–૦૩

*

# પન્ના

( એક અંગ્રેજી લેખ ઉપરથી )

નિશાનું રાજ્ય ચહુ દિશ જામિયું,
તિમિર તિમિર વિશ્વસુ વ્યાપિયું:
ઉંઘ અતિ—બળ છંદથી ખેલતી.
કરતી જંતુતણી વિકળી સ્થિતિ. ૧

સરળ શાન્તિ વધે ઉરવી બધી,
મહીં દિસે વિરમ્યો જળનો નિધિ.
દિવસ નાદ અને નિશ શાન્તિનું
જનતણા મન જ્ઞાન વિલાસતું ! ૨

સુજન શાન્તિથી જ્ઞાનની ગોઠડી
જયમ કરે અલિઓ કમળે અડી.
જન અભાગીજ ચિંતન—પાશમાં,
ભ્રમર અંબુજમાં સુખ આશમાં. ૩

કુડ મતિ કુજને અતિ જોરમાં,
શિશિરમાં જયમ મારૂત શોરમાં.
નિશનું ધ્યાન શઠો ઉર ધારતા,
નિશ અને કુડ કામની મિત્રતા. ૪

કીણુ--મતિ નૃપતિ અધીરાઇથી,
યમતણા દૂત સાથ વિષે લઇ,
નિજ ગતિથકી પૃથ્વી ધ્રૂજાવતો,
વિચરતો ગૃહસુ શિશુ રાજતો. ૫

પ્રિતથકી ઉભરાઇ જતા સૂરે,
મધુરતા પૂરમાં શિશુના સુખે.
ઉલટથી ગીત ઉચ્ચરતી પનુ,
સમીપમાં નિજ બાળક ખેલતું. ૬

ઉડી ગયે જીવ નાપિક આવતો,
ક્રૂર તણો અભિલાષ ઉકેલતો,
નીરખતી પનુ કાં બની વ્યાકુળી
બચવવા શિશુરાજ શિરોમણિ: ૭

નજીકમાં કુળ ટોપલી દેખીને,
પનુ અતિ ત્વરથી ભૂપને મુકે.
મુકતી પત્ર સુકાં, મણિ ઢાંકણું ?
શશી સુરમ્યની ઉપર વાદળું ? ૮

મુકતી ટોપલી નાપિકના શિરે,
વદતી, "વિચર તું, લઇ જા દૂરે,"
વિકળ વેગથી નાપિક જાય છે,
ભૂધરને લઇ શું વસુદેવ એ ! ૯

પનુ પછી નિજ બાળક ગ્રાહતી,
રસ—ભીને ઉર દાબી કરે બચી,
જનનીની પ્રીત દુઃખસુ ઉભરે,
ગ્રીષમમાં જયમ જાન્હવી છે પૂરે. ૧૦

ભૂપની ટોપી મુકે સુતને શિરે,
વળી ગળે મુકતી ગળુબંધ તે,
નિજ કરે મુકતી શિશુ પારણે.
દ્રઢ જ બેઠી, શું શૂર્વીર એ રણે ? ૧૧

બળ થકી ઝટ બારણું ખોલતો,
કર કટાર લઇ ક્રૂર બોલતો,
"ઉદય કયાં ? પનુ, કયાં છ ? બતાવ કયાં ?"
ઉપડતી જીભ શું સુત મારવા ? ૧૨

કર થકી પનુ પારણું પુત્રનું
જણવી આંખ મીંચી રડતી ઉંડું;
કુમળી કાયપરે કડુ શસ્ત્ર છે;
ભુલી જ ભાન પનુ ધરણી ઢળે. ૧૩

## ચંદ્ર

કેવા ખીલ્યો ચારૂ ચંદ્ર સુકુમાર !
ખેલંત ગગન કુમાર સુકુમાર !
નભસર કેરૂં સરોજ સુકુમાર !
કમનીય વધુ કર કોમળતાને. ૧

સરવરનાં તું ખીલાવે છે કુમુદ,
ચંદ્ર–મણિ ઉર તું ભરતો મુદ,
વસતો ચકોર હૃદય વિષે તું ખુદ,
ખીલવ ખીલવ ઇંદુ ! સુંદરતાને. ૨

નિર્મળ તેજ બનાવે છે નિર્મળ,
સૃષ્ટિ સુદેહ બનાવે છે નિર્મળ,
મનુષ્યનાં મન તડાગની નિર્મળી,
અમલ વધુ કર નિર્મળતાને. ૩

રાચીને રસમાંહી રસના પતિનું,
રેલે છે રસનું ઓ રસના પતિ તું,
અમર નગર તું રસે છે સુહાતું,
  રસઅસ ઉર કર મહીના જનોને. ૪

હૃદયમાં વસ તું ઓ હૃદયતણા ઇશ !
ઉજ્જવળ નયન સુતેજતણા ઇશ !
નાશ કરંત તું તમસ ચહુદિશ,
  શિશિર શશી સ્નિગ્ધતા ધરણી દે. ૫

૧૯૦૮

# રસ-દેવી

ઓ રસ-દેવી! વિફળ થયેલા દિલને બળ દેનારી;
ભવ-ભાગેલા અમી આપી નવ-જીવન તું કરનારી.

આવે નહિ શોક કદી સમીપે,
તુજ જ્યોતિ અજબ તેજે દીપે,
તું જોડ દિસે નહિ કો મહીપે:
ઓ રસ-દેવી. ૧

નિસ્તેજ મુખે નૂર તું પૂરતી,
મસ્તાનતણી મરતી હરતી,
ધીરજ કાયર ઉરે ભરતી:
ઓ રસ-દેવી. ૨

શોધે જન શાન્તિ-ભર્યાં સ્થાને,
શોધે રસ-ભોળ બન્યાં ગાને,
તુજ ગેબી ભેદ નહિ જાણે:
ઓ રસ-દેવી. ૩

માનવના સંગો અવમાને,
કોઇ ભોગ તજી ભટકે રાને,
આવે નહિ એ ત્હારા સ્થાનેઃ
ઓ રસ-દેવી. ૪

પામે નહિ પાર પૂરા બળનો,
મહી-મગર મહા-સાગર જળનો,
કીડી જયમ ઉચ્ચ હિમાચળનોઃ
ઓ રસ-દેવી. ૫

તુજ રસકેરૂં એક બિન્દુ મળે,
પાપો અગણિત પળમાંહી પળે,
દૂર તિમિર થાય રવિ-રશ્મિ બળેઃ
ઓ રસ-દેવી. ૬

પામર છે પ્રાણીતણી યુક્તિ,
ફળતી તું પ્રસાદ-બળે શક્તિ,
હૃદયે નિશ-વાસર તું ભક્તિઃ
ઓ રસ-દેવી. ૭

૧૯૯૯ [પાછળથી સુધારેલું-કંઇક વધારેલું:૧૯૦૧]

# વિરહ

સખી ! આ વિરહ-અગન જ્વાળ કારી,
સહે શી રિતે કુસુમકાય નારી ?
અહોનિશ દારૂણુ દેહે રહેતી,
સખી ! તન રક્ત ને ઉષ્ણુતા દેતી,
નદી ગ્રીષ્મ સૂર્યની ગરમી રહેતી.
સખી ! આ વિરહ. ૧

સરિતા રજની મહીં સુખ પામે,
શીતલતા કંઇક મળે દુઃખ વામે,
રહે આઠ જામ કહો કાં વિસામે ?
સખી ! આ વિરહ. ૨

ગયું નૂર નાસી, ન જાય વિનાશે ?
ગયો રંગ વિરહ—તપનના ત્રાસે,
નદી-વારી મીન દુઃખી શું ન થાશે ?
સખી ! આ વિરહ. ૩

નાકી, આલી ! મુખતણી મીઠાઇ,
આંખે જોને કેવી કઠોરતા છાઈ,
પથિકાના પામે કંઇ થંડાઇ,
સખી ! આ વિરહ. ૪

સખી ! મ્હારૂં જોગનનું બળ નાઠું,
જરાવસ્થા–જેમ જણાતું માઠું.
પડયું પાન રસવિણ પંથ સૂકાતું,
સખી ! આ વિરહ. ૫

દયા લાવો વ્હાલ સ્મરી મમ વ્હાલા !
આપો પ્રાણ–પ્રણય–સુધા–રસ પ્યાલા,
ભૂલ્યા કેમ નાથ ! રીઝયા બોલ કાલા ?
સખી! આ વિરહ. ૬

કદી મ્હારા દોષથી રોષે ભરાયા,
વિસારો શું તાપ–તપી સાસુજાયા ?
દઉં રસ—ભાગ, હજુ ન મનાયા ?
સખી ! આ વિરહ. ૭

વચનમાંહી વધુ વધુ મધુ–રસ પૂરૂં
શયન કાજ હૃદય–કમળ રસ પૂરૂં,
સખી ! સઉ દર્શન વીણ અધુરૂં,
સખી ! આ વિરહ. ૮

૧૮૯૯

# શુદ્ધિપત્રક

( કેટલીક અગત્યની ભૂલો આમાં સુધારવામાં આવી છે. )

| પાનું | કડી | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૩ | ૫૭ | ૧ | પાર્વતીશંકર તણી | પાર્વતી શંકરતણી |
| ૨૨ | ૯૯ | ૩ | કર્મ ત્હારાં કુડનાં | કુડ ત્હારાં કર્મનાં |
| ૨૫ | ૪ | ૧ | બાંપી | બાંધી |
| ૩૬ | ૪ | ૨ | નયનાંનાં | નયનાં નવ |
| ૪૧ | મથાળે | | શિયાળો | શિશિર |
| ૪૩ | ૬ | ૪ | કરાવી | કરાળી |
| ૪૫ | ૨ | ૧ | નયનો | નયને |
| ૪૭ | ૧ | ૪ | સુખ | ને સુખ |
| ,, | ૨ | ૫ | ધન | ઘન |
| ૪૮ | ૪ | ૪ | નથી | મથી |
| ,, | ૬ | ૨ | ધન | ઘન |
| ૫૩ | ૪૩ | ૨ | મુકો | મુકે |
| ૬૪ | ૬ | ૩ | આકર્ષી | આકર્ષે |
| ૬૬ | ૪ | ૧ | મેધવાર | મેઘ વાર |
| ૭૩ | ૧૨ | ૬ | વરદો | વર દો |
| ,, | ૧૪ | ૨ | ઘૂમાવતો | ધૂમાવતો |
| ,, | ૧૫ | ૫ | આ ભોગમાં | આભોગમાં |
| ૯૩ | ૨ | ૪ | અકબ્બર | અકુબ્બર |
| ૯૪ | ૬ | ૪ | શો | જો |

| | | | | |
|---|---|---|---|---|
| ૯૭ | ૨૧ | ૧ | ધવાયો | ઘવાયા |
| ,, | ,, | ૨ | રૂઠયો | રૂઠયા |
| ૧૦૩ | ૨૦ | ૧ | ક્ષત્રિય | " ક્ષત્રિય |
| ૧૦૬ | ૩૬ | ૪ | ભૂર | ભૂપ |
| ૧૧૦ | ૫૪ | ૧ | મેવાડા | મેવાડ |
| ,, | ૫૬ | ૨ | કીર્તિ–કાંત | કીતિ–કાંત |
| ૧૧૯ | ૧૫ | ૧ | અતૂટી | અખૂટી |
| ૧૨૬ | | ૨ | ધરણી સુ | ધરણીસુ |
| ૧૨૭ | ૨ | ૪ | ચિત્ર | ચિત્ત |
| ૧૨૮ | ૬ | ૪ | ઉરપાપ વિહીન | ઉર પાપવિહીન |
| ૧૩૭ | ૩ | ૬ | મગળમથી | મંગળમથી |
| ૧૪૩ | ૬ | ૪ | ક્રાંય | કાંય |
| ,, | ૮ | ૩ | ખોળે | ખોળે |
| ૧૬૨ | ૪ | ૨ | રસતું | રસ તું |
| ૧૬૩ | ૨ | ૨ | મરતી | મસ્તી. |